# અનુક્રમણિકા

| નામ | દીક્ષાભૂમિ | તિથિ |
|---|---|---|
| હીરાબાઇ | અમદાવાદ | ૧૯૯૪ વૈશાખ |
| ગજરાબાઈ | ,, | ૧૯૯૪ |
| નારંગીબાઇ | અમદાવાદ . | ૧૯૯૫ માહ શુદ ૩ |
| જશવંતીબાઈ | ,, | ૧૯૯૫ માહ શુદ ૧૧ |
| મંગળાબાઇ | પ્રાંતીજ | ૧૯૯૬ માગશર શુદ ૫ |
| ધીરજબાઇ | અમદાવાદ : | ૧૯૯૬ માગશર શુદ ૧૫ |
| વસુમતીબાઇ | પાલણપુર | ૧૯૯૬ માહ શુદ ૧૦ |
| કમળાબાઈ | કલોલ | ૧૯૯૯ વૈશાખ વદ ૧૧ |
| પાર્વતીબાઈ | પ્રાંતીજ | ૨૦૦૦ વૈશાખ શુદ ૬ |
| હીરાબાઇ | પાલણપુર | ૨૦૦૦ વૈશાખ શુદ ૧૧ |

અજ્ઞાત છે તો તેઓ સાથે સાથે એ હકીકત વાંચે ને વાકેફ થાય એ ઉદ્દેશથી બુદ્ધ સબધી પાચમા તથા આઠમા પ્રકરણમા વિસ્તારપૂર્વક હકીકત આપી છે વસ્તુથી અજ્ઞાત છતાં કેટલાક ગૌતમ બુદ્ધ વિષે એવો દાવો લાવે છે કે 'ખરેખર, લોકો બુદ્ધ દેવ ઉપર બે ખોટા આરોપ ઉભા કરે છે એક તો એ છે કે તેમણે માસાહાર રગવાની છૂટ આપી છે, બીજો મોટો આરોપ એ છે કે 'આત્મા' કોઇ ચીજ નથી એમ બુદ્ધ દેવ કહે છે' પણ આ આરોપો સત્ય છે કે અસત્ય તે પ્રો ધર્માનદ કોસબી તરફથી બૌદ્ધ સાહિત્ય પરત્વેના પુસ્તકો વાચતા જણાશે આ પુસ્તકમા પ્રો કોસબીના 'બુદ્ધ ધર્મ અને સઘ' સબધીના ભાષણોમાથી થોડા ઉતારો લીધો છે, તે વાચનાર પોતે અવશ્ય વિચારપૂર્વક વાચી જઇ પોતાના દિલને ખાત્રી કરી આપશે

આ વિશ્વ ઉપર કાલની અગમ્ય અનતતા વ્યાપી રહી છે, તેમજ આ ભરતક્ષેત્ર ઉપર કાલચક્રની ધુરા ચાલી રહી છે, એટલે આ ભરત ક્ષેત્રમા એક વખત સર્વથા અનુકૂલ–સુંદરમા સુદર–કાલ હતો તેમાથી ધીમે ધીમે ક્રમે ક્રમે ખસતો ખસતો એ કાલ એક વખત વિરૂપમા વિરૂપ અસુદર રૂપ પકડે છે સુદરતાથી વિષમતા થતાં સુધીમા કાલ મુખ્યત્વે છ ભાગમા વહેચાય છે આ અવસર્પિણી કાલના પહેલા ભાગમા ઘણી ઘણી સુદરતા–અનુકૂળતા મનુષ્યો અનુભવે છે, એમ બીજા ભાગમા સમીચીનતા હોય છે, પણ વસ્તુસ્થિતિ ઘણી ઉતરતી થાય છે એથી પણ ઉતરતી સ્થિતિ ત્રીજા ભાગમા આવે છે રૂપમા સૌંદર્ય, સુખમા પુષ્કલતા, બલમા અધિકતા, આયુષ્યમાં વિશિષ્ટતા, એ બધુ મનુષ્યો જ્યારે બેહદ ભોગવતા હોય છે, ત્યારે સહેજે તેઓમા અધર્મ કે અનીતિનો ઉદ્ભવ થતો નથી; તેમજ ધર્મ પ્રવૃત્તિ પણ તેઓમા હોતી નથી પણ વખત

અંધકાર ફેલાઈ રહ્યો હતો, ત્યા દીવાદાડી સમાન મોક્ષપથ દર્શક આ મહાપુરુષ-મહાવીર થયા એ મહાવીર જેઓને ચક્ષુઓ હતા, પણ જેઓ અંધકારથી મુઝાતા હતા, તેઓને દીવાદાડી સમ આવશ્યક થઇ પડયા હતા એ મહાવીર આજે સર્વને સમાન છે, ને સરખા ઉપયોગી છે

એ મહાવીરનું આ જીવન નથી પણ જીવન રેખા છે એ જીવન-રેખા સાથે પૂર્વ જન્મની થોડી હકીકત પણ આવશ્યક હોઈ અત્રે લીધી છે

શ્રી મહાવીરનો સિદ્ધાન્ત આત્મા ઉપર રચાયો હતો પણ આત્માનો યુગ વખતના વહેવા સાથે બદલાતો જતો હતો. સયોગવશાત્ ને કાલવશાત્ શરીરનો યુગ દાખલ થયો જનતાની દૃષ્ટિ શરીર ઉપર ઢળતી જતી હતી, એ જૈન ભિક્ષુઓએ જોઇ લીધુ આજે દુનિયા એ શરીર (ઢાંકણુ)ને જૈન દર્શન સમજી રહી છે ઘણા દુ ખની વાર્તા એ છે કે જગત્ જેમ એ ઢાંકણુ ઉપર ઢળી પડયું તેમજ જૈન સમાજ એજ વસ્તુ ઉપર ઢળી પડયો, એટલે કે લોકોએ મઠ, મંદિર, દેવાલય, આકૃતિ, મૂર્તિ, બાહ્ય રીત-ભાત, ક્રિયા, વગેરેને ધ્યેય માન્યું, તેમ જૈન લોકોએ સ્વીકાર્યું. વસ્તુ એ હતી કે જૈન ભિક્ષુઓએ આત્મા (સિદ્ધાન્ત) પ્રતિ વાળવા જૈન સમાજને શરીર બતાવ્યું હતું, પણ તે શરીર હમેશને માટે સ્થાયી થઈ પડયું, ને આત્મા ધીમે ધીમે ખસી જવા લાગ્યો

આ જગ્યાએ એટ એ પણ ખુલાસો કરવો ઘટે છે કે આ પુસ્તકમા શ્રી મહાવીરની અતિશયતા ને ગૌતમ બુદ્ધની ન્યૂનતા બતાવવામા આવી છે તે કોઈ પણ વાચનારને કદાચ ક્ષણભર ખુચશે, પણ આ સ્થલે કહેવું જોઇએ કે મહાવીરને માટે જે [illegible]

ધારીએ કે તેજ બુદ્ધ છે તો તે માનવાને કારણ એ છે કે તેમણે બુદ્ધ, અર્હત્, જિન, એવાં અભિધાન ધારણ કર્યાં છે તે, તથા સંપ્રદાય બંધારણ જૈન સંપ્રદાય બંધારણને મળતું બાંધ્યું છે તે ઉપરથી અનુમાન થાય છે કે બુદ્ધકીર્તિ તે બુદ્ધ હોય તો ના નહિ. ઘણી વખત એમ બને છે કે કોઈ વ્યક્તિ, જ્યારે મૂલ મંડળ-સંસ્થામાંથી જુદી થઈ બીજું મંડલ તૈયાર કરે છે ત્યારે તે મંડળમાં મૂળ બંધારણની છાયા કે પદ્ધતિ અવશ્ય આવે છે. જે તત્ત્વોથી વાકેફ હોય છે એ તત્ત્વો ફેરવવા જેટલું પરિવર્તનીય હોય છે તેટલું તે પરિવર્તન કરે છે, પણ જેટલું રાખવા જેવું હોય છે, તે પરિવર્તન કરનાર રાખી લે છે. એટલે બુદ્ધકીર્તિ માટે જો તેમ થયું હોય તો ના નહિ. ધારો કે કદાચ તેમ તે નથી તો પછી તે તદ્દન સ્વતંત્ર ધર્મ માર્ગ સંસ્થાપક હોય.

આ પુસ્તક લખતાં શ્રી મહાવીર તથા ગૌતમબુદ્ધને અંગે જે પુસ્તકોમાંથી હકીકત લીધી છે તે નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| ૧ આચારાંગ | અધ્યયન | ૯મું-૪થું |
| ૨ સૂત્રકૃતાંગ | ” | ૨૨મું |
| ૩ ભગવતી | શતક | ૧૫મું |
| ૪ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ | | |
| ૫ કલ્પ સૂત્ર | | |
| ૬ ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧૦મું | | |
| ૭ બુદ્ધ ધર્મ અને સંઘ | પ્રો૰ કોસંબી | |
| ૮ બૌદ્ધ સંઘનો પરિચય | | |
| ૯ બુદ્ધ લીલા સાર સંગ્રહ | | |

કલોલ;
એપ્રિલ, ૧૯૨૯

મુનિ હર્ષચન્દ્રજી

આચરણ કર્યું, પરંતુ મરણ વખતે નિયાણુ બાધ્યુ ત્યાથી દેવલોકના ભોગ ભોગવી પોતનપુર નગરમા તે ત્રિપૃષ્ઠ વાસુદેવ થયા ત્યાથી તે મૂકાનગરીમા પ્રિયમિત્ર નામે ચક્રવર્તી થયા અને છત્રા નગરીમા નદન નામે પ્રજાપતિ થયા ત્યા તેમણે પ્રવ્રજ્યાનુ પાલન કરી વીસ સ્થાનક તપ આદરી તીર્થંકર નામકર્મનુ ઉપાર્જન કર્યું ત્યાથી પ્રાણુત દેવલોકમા દેવપણુ ભોગવી તે ક્ષત્રિયકુડ નગરમા સિદ્ધાર્થ રાજાના વર્ધમાન નામે પુત્ર થયા અને જગજ્જીવોનો ઉદ્ધાર કરવા સર્વવિરતિ આદરી બાવીસ પરિષહ સહન કરી કેવળ કમળા પામી અક્ષય્ય મોક્ષસુખ પામ્યા

## મહાવીર સ્વામી પછીના આચાર્યો

આવા દેવાધિદેવ ચરમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીનું ચરિત્ર લખનાર સ્થાનકવાસી જૈન, દરિયાપરી આઠ કોટિ સપ્રદાયના સિદ્ધહસ્ત લેખક વિદ્વાન્ મુનિ શ્રી હર્ષચન્દ્રજી મહારાજ છે મહાવીર સ્વામી પછી સુધર્મા, જબૂ, પ્રભવ, શય્યભવ, યશોભદ્ર, સભૂતિ, ભદ્રબાહુ, સ્થૂલિભદ્ર, આર્ય મહાગિરિ, આર્ય સુહસ્તી, સાર્દ્રણુ, કાલિકાચાર્ય, સ્કદિલાચાર્ય, વયર, અને વજ્રસેન સ્વામી અનુક્રમે થયા વીર સવત્ ૬૦૦ લગભગ દિગબર મતની ઉત્પત્તિ થઈ અને 'સમયસાર'ના લેખક કુદકુદાચાર્ય થયા એ પછી ભદ્રગુપ્ત, ફાલ્ગુનીમિત્ર, આર્યરક્ષિત, શિવભૂતિ, આર્ય નાગહસ્તી, રેવતી આચાર્ય, સિહાચાર્ય, સ્કદિલાચાર્ય (બીજા), નાગજિતાચાર્ય, ગોવિદાચાર્ય, સ્કદિલાચાર્ય ત્રીજા, અને દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ થયા આ અરસામાં વીર સવત ...

**ધર્મસિંહજી પછી**

પૂ સોમજી, મેઘજી, દ્વારકાદાસજી, મોરારજી, નાથાજી, જેચંદજી, મોરારજી, નાથાજી, જીવણજી, પ્રાગજી, શંકરજી, ખુશાલજી, હર્ષચન્દ્રજી, મોરારજી, ઝવેરજી, પૂજાજી, ભગવાનજી, મલુકચંદજી, હીરાચંદજી, રઘુનાથજી, હાથીજી અને ઉત્તમચંદજી આચાર્યો થયા અને હાલમા પૂ ઈશ્વરલાલજી છે

**હર્ષચન્દ્રજી**

આ પુસ્તકના લેખક મુનિ શ્રી હર્ષચન્દ્રજી પૂ રઘુનાથજી સ્વામીના વિદ્વાન્ શિષ્ય છે તેમનો જન્મ ઇ સ ૧૮૮૨ ના સપ્ટેમ્બરમાં વઢવાણ પાસે રાજપરમાં થયો હતો, અને ઇ સ ૧૮૯૫ ના નવેમ્બરમા તેમણે પ્રાંતીજમા દીક્ષા અંગીકાર કરી હતી છેલ્લા પચાસ વર્ષોથી તેઓશ્રી ધર્મ અને સાહિત્યની અનન્ય સેવા બજાવે છે તેમનુ પહેલું પુસ્તક 'રઘુનાથજી સ્વામીનું જીવન ચરિત્ર' પોતાના સુગુરુ પ્રત્યેનો પૂજ્યભાવ બતાવવા ઉપરાત જીવન ચરિત્રો કેવાં લખાવા જોઇએ તેનો ઉત્તમ નમૂનો છે (૨) 'શ્રીમદ્ રાજચન્દ્ર વિચાર નિરીક્ષણ'મા શ્રીમદ્‌ની વિચારસરણીમા તેમની દૃષ્ટિએ જે સંગતતા કે અસંગતતા લાગી તે બતાવવામા આવી છે (૩) ભારતનાં દર્શનોમાં હિંદુ ધર્મ અને જૈન ધર્મના મુખ્ય સિદ્ધાન્તોનું નિરૂપણ કરવામા આવ્યુ છે (૪) જૈન દર્શનમાં વિકારમા આગમોમા પાછળથી જે પાઠાન્તર અને અર્થાન્તર થયા તે બતાવવામા આવ્યા છે (૫) સૂત્રસમાધિ ધર્મસિંહજી મુનિએ રચેલ પુસ્તક સંશોધિત કરી સૂત્રો માહેની શંકાઓનુ નિરસન કરવામા આવ્યુ છે (૬) મહાવીર ચરિત્રમા મહાવીર સ્વામીના સત્તાવીસ પૂર્વભવો, દીક્ષા, વિહાર, કેવળજ્ઞાન તથા ઉપદેશ

## અર્ધશતાબ્દી મહોત્સવ

મુનિશ્રી હર્ષચન્દ્રજીની દીક્ષાપર્યાયના કાર્તિક વદિ ૭ ના રોજ પચાસ વર્ષ પૂરા થતા હોઈ દીક્ષાભૂમિ પ્રાંતીજમાં તા. ૨૫-૧૧-૪૫ રવિવારે બપોરે ઉપાશ્રયમાં એક ભવ્ય મેળાવડો યોજવામાં આવ્યો હતો અધિકારી વ મના હિંદુ મુસ્લીમ નાગરિકો તથા જૈન જૈનેતર ભાઈ બહેનોથી ઉપાશ્રય ચીકાર ભરાઈ ગયો હતો શરૂઆતમા સ્વાગત ગીત ગવાયા બાદ પ્રાંતીજ શ્વે સ્થા જૈન સંઘની પાઠશાળાના અધ્યાપક શાસ્ત્રી રમણલાલ દીનાનાથે રચેલ કાવ્યો જૈન શાળાના વિદ્યાર્થીઓએ ગાયા હતાં —

પ્રાંતિજ નગરે દીક્ષા લીધે, વર્ષ પચાસ થાય,
તે ઉત્સવમાં આજે માનવ-મેદની ઉભરાય
એકાવનમા વર્ષ વિષે તો હર્ષચન્દ્ર પ્રવેશે,
પ્રાણીઓને જ્ઞાની બનાવી શીઘ્ર વન એ વટાવે.
પૂર્ણિમાની ધવલ નિશામા, ચન્દ્ર પૂર્ણ પ્રકાશે,
તે દેખીને નદીપતિ બહુ, હર્ષઘેલો બને છે
સામગ્ર સ્થાનકવાસીઓને, સુતિચિ સાપડી એ,
ચન્દ્ર સમા હર્ષચન્દ્ર મળે તો, વર્ણવુ શુ પ્રમોદ ?

× × ×

પધારો મોઘેરા મહેમાન, આજે આનંદ ઉત્સવ છે,
વાણી-પુષ્પે વધાવે સંઘ, આજે
પૂર્ણ ચન્દ્રને ભેટવા સાગર ઘણો ઉભરાય છે,
હર્ષચન્દ્રજીને મળવા, સભા-સાગર અતિ ઉભરાય—પધારો.
વિદ્યાવયોવૃદ્ધ એવા, ગુરુ મળ્યા છે નાવિક
સંસાર-સાગર તરવા કાજે, અમૃતવાણીની નાવ, લો લ્હાવ, આજે..
પ્રિય વસ્તુને જોતાં જનનું, મન ઘેલું ઘણું થાય છે,
હર્ષચન્દ્રના દર્શન અર્થે. માનવ-મેદની ઉલટાય આજે

| | | |
|---|---|---|
| ૧૯૭૯–કલોલ | ૧૯૮૭–ઇંટોલા | ૧૯૯૫–પ્રાંતીજ |
| ૧૯૮૦–પ્રાંતીજ | ૧૯૮૮–કલોલ | ૧૯૯૬–વીરમગામ |
| ૧૯૮૧–અમદાવાદ | ૧૯૮૯–પાલી | ૧૯૯૭–વઢવાણ |
| ૧૯૮૨–વીરમગામ | ૧૯૯૦–પ્રાંતીજ | ૧૯૯૮–અમદાવાદ |
| ૧૯૮૩–લખતર | ૧૯૯૧–કડી | ૧૯૯૯–વીરમગામ |
| ૧૯૮૪–કલોલ | ૧૯૯૨–વઢવાણ | ૨૦૦૦–કલોલ |
| ૧૯૮૫–અમદાવાદ | ૧૯૯૩–વીરમગામ | ૨૦૦૧–પ્રાંતીજ |
| ૧૯૮૬–વીરમગામ | ૧૯૯૪–કલોલ | |

પચાસ ચાતુર્માસમાં ૧૩ કલોલ, ૮ વીરમગામ, ૭ અમદાવાદ, ૬ પ્રાંતીજ, ૫ વઢવાણ શહેર અને બાકી ઇતર ગામોમાં હતાં.

એ પછી શ્રી ભોગીલાલ સાંકળચંદ શાહે પ્રાસંગિક વિવેચન કરતાં અમદાવાદથી આ પ્રસંગે ખાસ આવેલ શ્રી. ભોગીલાલ છગનલાલ શાહ, શ્રી ચંદુલાલ અચરતલાલ શાહ, શ્રી પી એન શાહ, તથા શ્રી શાન્તિલાલ મણિલાલ મહેતાને હાર્દિક આવકાર આપ્યો હતો.

### શ્રી ભોગીલાલ છગનલાલ

શ્રી. ભોગીલાલે પ્રવચન કરતાં પ્રાંતીજને મહારાજશ્રીનો અમૂલ્ય લાભ મળ્યો તેનો ઉલ્લેખ કરી આવો વિરલ પ્રસંગ પ્રાંતીજે ઉજવ્યો એ માટે હર્ષ વ્યક્ત કર્યો હતો

### શ્રી ચંદુલાલ અચરતલાલ

શ્રી ચંદુલાલ અચરતલાલ શાહે મહારાજશ્રીની વિદ્વત્તા તથા તેમના વિનયગુણની પ્રશંસા કરી હતી અને માપબધીની તકલીફ ન હોત તો આ પ્રસંગે ગામો ગામનાં હરિયાપરી શ્રાવક શ્રાવિકાઓ પ્રાંતીજમાં આવ્યાં હોત એમ કહ્યું હતું

એ પછી કાન્તિલાલ ચુનીલાલ નામના વિદ્યાર્થીએ સુમધુર સ્વરે ગીતો ગાયાં હતાં તેમને તથા બાળાઓને શ્રી. શાન્તિલાલ મણિલાલ મહેતા તરફથી તથા શ્રી સંઘ તરફથી પારિતોષિક આપવામાં આવ્યા હતા

ત્યાર બાદ મહારાજશ્રીએ ટૂંક પ્રવચન કરતાં જણાવ્યું કે ભક્તિ અને અનુરાગ એ પ્રશસ્તિના કારણો છે એ ભક્તિ અને અનુરાગ દૈહિક કે પૌદ્ગલિક વસ્તુઓ કરતાં આત્મા અને પરમાત્મા તરફ વળે તો કેવું કલ્યાણ થાય। મોહમયી પ્રમાદમદિરા પીને જગત્ ઉન્મત્ત બન્યું છે તેને અમારે તો અમારા ઉપદેશથી અને વર્તનથી, આચાર, વિચાર અને ઉચ્ચારથી સવળે માર્ગે લાવવા પ્રયત્નશીલ બનવાનું છે એટલે માત્ર 'સ્વ' નહીં પણ 'પર' કલ્યાણ સાધે ત્યારે જ 'સાધુ' બને છે અને 'સાધુ' થવાય છે

છેવટે શ્રી ભોગીલાલ છગનલાલ શાહના હસ્તે ઇનામોની વહેંચણી થઇ હતી અને આભારવિધિ થયા બાદ ચાર વાગે મેળાવડો પૂરો થયો હતો આજના પ્રસંગની યાદગીરી માટે 'શ્રી હર્ષચન્દ્રજી કન્યા પુસ્તકાલય' ખોલવાનો નિરધાર કરવામાં આવ્યો હતો

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ ' મહાવીર–જીવન–રેખા ' નામથી ૧૯૨૯મા કલોલથી બહાર પડી હતી આ બીજી આવૃત્તિમા ઘણો સુધારો વધારો કર્યો છે ત્રિષષ્ટિશલાકા પુરુષમાથી કેટલુંક લેવામા આવ્યું છે તથા બુદ્ધ સબંધી કેટલીક વધુ પડતી હકીકત કાઢી નાખવામા આવી છે પૃષ્ઠ ૧૩૭–૧૬૦ પુસ્તકની ઉપયોગિતા વધારવા મારા અગાઉના લેખોમાથી છે ઉપદેશ વિચારમા મહારાજશ્રીએ તેરમા સૈકામા થયેલ સોમપ્રભસૂરિના 'સિંદૂર પ્રકર'ના અનેક શ્લોકોનું વિવરણ કર્યું છે હજી ઉપદેશવિચારનો હસ્તલિખિત ભાગ બાકી છે

શ્રી ઈશ્વરલાલ પુરુષોત્તમદાસ શાહપુર દરિયાપરી ઉપાશ્રયના એક આગેવાન કાર્યકર્તા છે ધર્મોન્નતિ અને સાહિત્યપ્રચારના કામમા તેઓ તન, મન, ધનથી સહાય કરે છે આ પુસ્તકના પ્રકાશન માટે શ્રી ઇશ્વરભાઇની પ્રેરણા ન હોત તો હુ મારા અન્ય વ્યવસાયમાંથી મુક્ત થઈ આ કામ હાથ ધરી શકત કે કેમ એ પ્રશ્ન છે.

શ્રી કચરાભાઈ વાડીલાલ 'હર્ષ–તરંગ' ના પ્રકાશક છે. સંપ્રદાય પ્રત્યેનો તેમની સદ્‌ભાવના સ્તુત્ય અને અનુકરણીય છે

શેઠ શ્રી છગનલાલ વનમાળીદાસ વૃદ્ધ વયે પણ સપ્રદાય પ્રત્યે અત્યત મમત્વ ધરાવે છે અને જૈન સાહિત્યના બહોળા પ્રચારની હરેક પ્રવૃત્તિને વેગ આપે છે

કલોલવાળા શેઠ આત્મારામ મોહનલાલમા સઘપતિના ઉચ્ચ ગુણો છે દરિયાપરી સપ્રદાય ચતુર્વિધ સઘથી ઝળહળતો છે, અને સપ્રદાયના શ્રાવકો માટે આત્મારામ શેઠનુ સાદુ સરળ અને ધાર્મિક જીવન ખરેખર અનુકરણીય છે

ખોટાદનિવાસી મારા પ્રિય મિત્ર શ્રી ઠાકરશી જસરાજ વોરા તેમના સદ્‌ગત ભાઇઓની માફક ધર્મ અને સાહિત્ય પ્રત્યે અભિરુચિ ધરાવે છે, અને મુબઈની અનેકવિધ પ્રવૃત્તિઓમા હોવા છતા આવા કાર્યમા અત્યત રસ લે છે બાલ્ય સમયથી તેમનો ધર્મપ્રત્યેનો અનુરાગ ખરેખર શ્લાઘ્ય છે

શ્રી ભોગીલાલ મણિલાલ શાહ તથા શ્રી પૂજીલાલ હીમતલાલ શાહ પ્રાતીજ સ્થાનકવાસી જૈન ઉપાશ્રયના

સહાયકોની સહાયથી સવા રૂપિયે તથા અગાઉથી ગ્રાહક થનારને અઢાર આને આપવાનુ હતુ, પણ શ્રી પ્રેમચંદ ભાઈની સહાયથી અગાઉથી ગ્રાહક થનારને માત્ર એક રૂપિયે આપી શકાયુ છે

કલોલના શ્રી નાથાલાલ ઉમેદચંદ, શ્રી હકમચંદ ડોસાભાઈ, શેઠ મોહનલાલ વખતચંદ, શ્રી કાળીદાસ મગનલાલ, શેઠ દોલતચંદ કચરાભાઈ, વગેરેએ ઉત્તર ગુજરાતમા સ્થા. જૈનોનુ વર્ચસ્વ વધારવા યશસ્વી ફાળો આપ્યો છે સ્વર્ગસ્થ પૂજ્યશ્રી રઘુનાથજી સ્વામીએ પુનિત કરેલ કલોલ દરિયાપરી સંપ્રદાયના શ્રાવકોને તીર્થ સમાન છે અને માગશર માસની અમાવાસ્યાની તિથિ હજુ પણ કલોલ ઉજવે છે અને એ રૂએ પૂજ્ય શ્રી પ્રત્યેનુ પોતાનુ ઋણ અદા કરે છે

શ્રી. ભોગીલાલ, શ્રી. ચંદુલાલ

આ પુસ્તકની પ્રસિદ્ધિનો યશ જેટલો સહાયકોનો છે તેટલોજ આ બે શ્રાવકરત્નોનો છે. શ્રી ભોગીલાલ છગનલાલ શાહ નિરાશ્રિતના સહાયક અને ધર્માદા ફંડનો આદર્શ વહીવટ કરનાર તરીકે અમદાવાદમા સુપ્રસિદ્ધ છે માનવપ્રેમ તેમની રગેરગમા છે મૂક પ્રાણીઓની સેવાથી મૂક અને નિરાડંબરી સેવા તેમના જીવનમા વણાઈ ગઇ છે સમાજસેવાના કપરા કાર્યમા,ધર્મ અને સંપ્રદાયની ઉન્નતિમા, શાસનના ઉદ્યોતમાં, શ્રી ભોગીભાઇ સાથે શ્રી. ચંદુલાલ અંચરતલાલ શાહને હરકોઈ હંમેશા જુએ છે શ્રી ચંદુલાલમા જ્ઞાન અને ક્રિયાનુ સાહચર્ય હોઈ વિશાલ દષ્ટિ છે અને તેથી સંપ્રદાયને સાંપ્રત સમયમા શી આવશ્યકતા છે તે તે સારી પેઠે સમજી શકે છે.

(૩) બોટાદ

૧ શ્રી. મકરશીભાઈ જસરાજ વોરા

(૪) પ્રાંતીજ

૧ શાહ મોતીલાલ મણિલાલ
૨ શાહ પુંજાલાલ હીમતલાલ

# શ્રી મહાવીર ચરિત્ર.

## પ્રકરણ ૧

### શ્રી મહાવીર સ્વામીના પૂર્વ ભવો

આર્યાવર્તમા અનેક નરરત્નો થયા છે ભરતખંડની ભૂમિ વીરપ્રસવા કહેવાય છે તેમા જરાએ અતિશયોક્તિ નથી રઘુકુલનંદન શ્રી રામ, કૃષ્ણ, વાસુદેવ, શાક્યસિંહ ગૌતમ બુદ્ધ, ચરમ તીર્થંકર શ્રી મહાવીરસ્વામી, એ નરરત્નો હતાં 'कडाण कम्माण न मोक्ख अत्थि' કરેલા કર્મોના ફળ ભોગ વ્યા વિના છૂટકો નથી એ નિયમ અનુસાર શ્રી મહાવીર સ્વામીએ તીર્થંકર પદ પ્રાપ્ત કર્યું, તેમજ તે ભવમા જે જે સુખ દુખ અનુભવ્યા તે પૂર્વ વાગેરૂ પરિણામ હતુ તેથી મહાવીર સ્વામીના પૂર્વ ભવ સબધી કલ્પસૂત્રાદિ પુસ્તકોમા જે જે ઉલ્લેખ છે તે જાણવો આવશ્યક છે.

પહેલો ભવ ·

નયસાર—સમ્યક્ત્વની અપેક્ષાએ મહાવીર સ્વામીના સત્તાવીસ પૂર્વ ભવ જાણવા યોગ્ય છે તેમા પહેલો ભવ નયસારનો હતો જબૂદ્વીપમા પ્રતિષ્ઠાન ગામમા નયસાર નામે એક મુખી હતો તે સરળ, વિનયશીલ અને પરોપકાર પરાયણ હતો સાધુ, અતિથિ કે અભ્યાગતની તે ... સેવા-

એ પ્રમાણે ઘણા કાળ પર્યંત વિહાર કરતા અન્યદા ગ્રીષ્મઋતુ આવી તે સમયે અતિ દારુણ સૂર્યનાં કિરણો પડવાથી તપેલી પૃથ્વીની રજ વટેમાર્ગુના ચરણના નખને રાધી નાખવા લાગી તે વખતે જેના સર્વ અંગ સ્વેદથી આર્દ્ર થઈ ગયા છે અને પહેરેલા બે વસ્ત્રો મલવડે લિપ્ત બની ગયા છે, એવો તે મરીચિ મુનિ તૃષાથી પીડિત થયો સતો તત્કાળ ચારિત્રાવર્ણી કર્મના ઉદયથી આ પ્રમાણે ચિંતવવા લાગ્યો મેરુ પર્વતની જેમ વહન થઈ શકે નહીં તેવા આ સાધુપણાના ગુણોને વહન કરવા હવે હું સમર્થ નથી કારણ કે, હુ તો નિર્ગુણી અને ભવની આકાંક્ષાવાળો છુ પણ હવે વ્રતનો ત્યાગ પણ શી રીતે થાય? કેમકે ત્યાગ કરવાથી તો લોકમા લજ્જા પ્રાપ્ત થાય તેમ છે એવો એક ઉપાય છે કે જેથી વ્રત પણ કાંઈક રહે અને આવો શ્રમ પડે નહીં—આ શ્રમણ ભગવંતો મનદંડ, વચનદંડ, કાયાદંડ એ ત્રિદંડથી વિરક્ત છે અને હું તો દંડથી જીતાયેલો છું તેથી મારે ત્રિદંડનુ લાંછન થાઓ આ સાધુઓ કેશના લોચથી મુંડ છે અને હું તો શસ્ત્રવડે કેશને મુંડાવાવાળો તેમજ શિખાધારી થાઉં વળી આ સાધુઓ મહાવ્રતધારી છે અને હું અણુવ્રતધારી થાઉં આ મુનિઓ નિષ્કિંચન છે અને હું મુદ્રિકાદિક પરિગ્રહધારી થાઉં. મુનિઓ મોહરહિત છે અને હું મોહવડે આચ્છાદિત હોવાથી છત્રવાળો થાઉં. આ મહર્ષિઓ ઉપાનહ રહિત થઈ વિચરે છે પણ હું તો ચરણની રક્ષાને માટે જોડા રાખીશ આ સાધુઓ શીલવડે સુગંધી છે અને હું શીલવડે સુગંધી નથી, તેથી મારે સુગંધને માટે શ્રીખંડચંદનના તિલક થાઓ આ મહર્ષિઓ

એ પ્રમાણે ઘણા કાળ પર્યંત વિહાર કરતાં અન્યદા ગ્રીષ્મઋતુ આવી તે સમયે અતિ દારુણ સૂર્યના કિરણો પડવાથી તપેલી પૃથ્વીની રજ વર્દ્ધમાર્ગના ચરણના નખને રાધી નાખવા લાગી તે વખતે જેના સર્વ અગ સ્વેદથી આર્દ્ર થઈ ગયા છે અને પહેરેલા બે વસ્ત્રો મલવડે લિપ્ત બની ગયા છે, એવો તે મરીચિ મુનિ તૃષાથી પીડિત થયો સતો તત્કાળ ચારિત્રાવર્ણી કર્મના ઉદયથી આ પ્રમાણે ચિંતવવા લાગ્યો મેરુ પર્વતની જેમ વહન થઈ શકે નહીં તેવા આ સાધુપણાના ગુણોને વહન કરવા હવે હું સમર્થ નથી. કારણ કે, હું તો નિર્ગુણી અને ભવની આકાક્ષાવાળો છું. પણ હવે વ્રતનો ત્યાગ પણ શી રીતે થાય? કેમકે ત્યાગ કરવાથી તો લોકમા લજ્જા પ્રાપ્ત થાય તેમ છે એવો એક ઉપાય છે કે જેથી વ્રત પણ કાંઇક રહે અને આવો શ્રમ પડે નહીં—આ શ્રમણ ભગવતો મનદંડ, વચનદંડ, કાયાદંડ એ ત્રિદંડથી નિરક્ત છે અને હું તો દંડથી જીતાયેલો છું તેથી મારે ત્રિદંડનું લાંછન થાઓ આ સાધુઓ કેશના લોચથી મુંડ છે અને હું તો શસ્ત્રવડે કેશને મુડાવાવાળો તેમજ શિખાધારી થાઉં વળી આ સાધુઓ મહાવ્રતધારી છે અને હું અણુવ્રતધારી થાઉ આ મુનિઓ નિષ્કિચન છે અને હું મુદ્રિકાદિક પરિગ્રહધારી થાઉ મુનિઓ મોહરહિત છે અને હું મોહવડે આચ્છાદિત હોવાથી છત્રવાળો થાઉ આ મહર્ષિઓ ઉપાનહ રહિત થઈ વિચરે છે પણ હું તો ચરણની રક્ષાને માટે જોડા રાખીશ આ સાધુઓ શીલવડે સુગંધી છે અને હું શીલવડે સુગંધી નથી, તેથી મારે સુગંધને માટે શ્રીખંડચંદનના તિલક થાઓ આ મહર્ષિઓ

કષાય સહિત હોવાથી શુક્લ અને છત્રધારી છું તે ઉપાનહધારી એવા મારે કાષાય (રંગેલાં) વસ્ત્રો હો. આ મુનિઓએ તો ઘણા જીવોની વિરાધનાવાળા સચિત્ત જલનો આરંભ તજ્યો છે પણ મારે મિત જલથી સ્નાનપાન થાઓ. આ પ્રમાણે પોતાની બુદ્ધિથી વિચાર કરીને એવી પ્રવર એવા મરીચિએ લિંગનો નિર્વાહ કરવાને મિષે સન્યાસ ગ્રહણ કર્યું.

મરીચિનો આવા નવીન વેષ જોઈને ઘણા લોકો તેને ધર્મ પૂછતા હતા, ત્યારે તે શ્રી જિનોએ કહેલા સાધુ ધર્મને કહેતો હતો. વળી લોકો તેને પુનઃ પૂછતા કે તમે સાધુ ધર્મને કેમ આચરતા નથી? ત્યારે તે કહેતો કે-તે મેરૂના ભાર જેવા સાધુ ધર્મને વહન કરવાને હું સમર્થ નથી. પોતાના કહેલા ધર્મના વ્યાખ્યાનથી પ્રતિબોધ પામી જે ભવ્યજનો સાધુ થવા ઈચ્છતા તેને મરીચિ શ્રી ઋષભદેવ પ્રભુને સોંપી દેતો હતો. આવા આચારવાળો મરીચિ પ્રભુની સાથે વિહાર કરતો હતો.

એક વખતે પ્રભુ ફરીવાર વિનીતા નગરી સમીપે આવીને સમોસર્યા ત્યાં ભરતચક્રીએ પ્રભુ પાસે આવી પૂછયું, એટલે પ્રભુએ ભવિષ્યમાં થનાર અર્હત, ચક્રવર્તી વાસુદેવ અને બળદેવ સહી બતાવ્યા. વળી ભરતે ફરીવાર પૂછયું કે હે નાથ! આ સભામાં તમારી જેમ આ ભરતક્ષેત્રમાં આ ચોવીશીમાં તીર્થંકર થનાર કોઈ ભવ્યજન છે? તે વખતે પ્રભુ મરીચિને બતાવીને બોલ્યા કે-આ તારો પુત્ર મરીચિ આ ભરતક્ષેત્રમાં વીર નામે છેલ્લા તીર્થંકર થશે. વળી પોતન

શિષ્યો કરી તેમને પોતાના આચારનો ઉપદેશ આપી મૃત્યુ પામીને બ્રહ્મલોકમા દેવ થયો ત્યા અવધિજ્ઞાનથી પોતાના પૂર્વ જન્મને જાણીને તે મોહથી પૃથ્વીપર આવ્યો, અને તેણે આસૂર્ય વગેરેને પોતાનો મધ્ય મત જણાવ્યો તેના આમ્નાયથી આ પૃથ્વીપર સાખ્ય દર્શન પ્રવર્ત્યુ, કેમકે લોકો પ્રાય સુખસાધ્ય અનુષ્ઠાનમા પ્રવર્તે છે

મરીચિનો જીવ બ્રહ્મદેવલોકમાથી ચ્યવીને કોલ્લાક નામના ગામમા એશીલાખ પૂર્વના આયુષ્યવાળો કૌશિક નામે બ્રાહ્મણ થયો. વિષયમા આસક્ત, દ્રવ્ય ઉપાર્જન કરવામાં તત્પર અને હિંસાદિકમા સૂગ વગરના તે બ્રાહ્મણે ઘણો કાળ નિર્ગમન કર્યો અતે ત્રિદડી થઈ મૃત્યુ પામી ઘણા ભવમાં ભમીને તે સ્થૂણા નામની નગરીમા પુષ્પમિત્ર નામે બ્રાહ્મણ થયો ત્યા પણ ત્રિદડી થઈ બોતેર લાખ પૂર્વનુ આયુષ્ય નિર્ગમી સૌધર્મ દેવલોકે મધ્યમ સ્થિતિવાળો દેવતા થયો ત્યાથી ચ્યવી ચૈત્ય નામના સ્થાનમા તે ચોસઠ લાખ પૂર્વના આયુષ્યવાળો અગ્નિદ્યોત નામે બ્રાહ્મણ થયો ત્યા પૂર્વની જેમ ત્રિદડી થયો પછી મૃત્યુ પામી ઈશાન દેવલોકમાં મધ્યમ આયુષ્યવાળો દેવતા થયો ત્યાથી ચ્યવી મદિર નામના સનિવેશમા અગ્નિભૂતિનામે બ્રાહ્મણ થયો તે ભવમા પણ ત્રિદડી થઈ છપ્પન લાખ પૂર્વનુ આયુષ્ય ભોગવી મૃત્યુ પામી સનત્કુમાર દેવલોકમા મધ્યમાયુ દેવતા થયો ત્યાથી ચ્યવીને શ્વેતબી નગરીમા ભારદ્વાજ નામે વિપ્ર થયો તે ભવમા પણ ત્રિદંડી થઈ ચુમાલીસ લાખ પૂર્વનુ આયુષ્ય ભોગવી મૃત્યુ પામીને માહેદ્ર કલ્પમા મધ્યમ સ્થિતિએ દેવતા થયો ત્યાથી ચ્યવીને

વનમાથી રાજસભામા આવ્યો અને ભક્તિવડે રાજાને નિવારી પોતે લશ્કર સાથે પ્રયાણ કર્યું તે પુરુષસિંહ સામતની પાસે ગયો ત્યા તેને આજ્ઞાવત જોઈ પોતે પાછો વળ્યો માર્ગમાં પુષ્પકરડક વન પાસે આવ્યો, ત્યા દ્વારપાલે જણાવ્યું કે, અદર વિશાખનદી કુમાર છે તે સાભળી તે ચિતવવા લાગ્યો કે મને કપટવડે પુષ્પકરડક વનમાંથી કાઢ્યો પછી તેણે ક્રોધ પામી મુષ્ટિ વડે એક કોઠાના વૃક્ષ પર પ્રહાર કર્યો જેથી તેના સર્વ ફળો તુટી પડવાથી પૃથ્વી બધી આચ્છાદિત થઈ ગઇ તે બતાવીને વિશ્વભૂતિ દ્વારપાલ પ્રત્યે બોલ્યો કે—જો વડિલ પિતાશ્રી ઉપર મારી ભક્તિ ન હોય તો હું આ કોઠાના ફળની જેમ તમારા સર્વના મસ્તકો ભુમિ પર પાડી નાખુ પણ તેમના પરની ભક્તિથી હુ એમ કરી શકતો નથી પરતુ આવા વચનાયુક્ત ભોગની મારે જરૂર નથી' એમ બોલતો તે સભૂતિ મુનિની પાસે ગયો અને ચારિત્ર ગ્રહણ કર્યું તેને દીક્ષિત થયેલો સાભળી વિશ્વનદી રાજા અનુજબધુ સહિત ત્યા આવ્યો, અને તેને નમી ખમાવીને રાજ્ય લેવાને માટે પ્રાર્થના કરી પરતુ વિશ્વભૂતિને રાજ્યની ઇચ્છા વગરનો જાણી રાજા પોતાને ઘેર ગયો, અને વિશ્વભૂતિ મુનિએ ગુરુની સાથે બીજે વિહાર કર્યો

તપસ્યાથી અતિ કૃશ થયેલા અને ગુરુની આજ્ઞા વડે એકાકી વિહાર કરતા વિશ્વભૂતિ મુનિ અન્યદા મથુરાપુરીએ આવ્યા તે વખતે ત્યાં રાજાની પુત્રીને પરણવાને માટે વિશાખનદી રાજપુત્ર પણ મથુરામા આવ્યો હતો વિશ્વભૂતિ મુનિ માસખમણને અતે પારણું કરવા માટે નગરીમા વ્હોરવા

આપતો હતો પ્રતિવાસુદેવે પ્રજાપતિ રાજાને કહેવરાવ્યું કે, સિંહને મારી, મારી પાસે લાવો પ્રજાપતિ સિંહને મારવા તૈયાર થતો હતો, ત્યા ત્રિપૃષ્ઠ અચલ બલદેવ સાથે મારવા ચાલ્યો બન્ને ભાઈઓ તુંગગિરિની ગુફામાં જ્યા સિંહ રહેતો હતો, ત્યા આવી પહોચ્યા લોકોએ કોલાહલ કર્યો, એટલે સિંહ બહાર આવ્યો જાણે કે પૂર્વ વૈર ઉશ્કેરતુ હોય; તેમ ત્રિપૃષ્ઠ વાસુદેવ ( મરીચિનો જીવ ) એકદમ રથથી નીચે ઉતરી પડ્યો, કે સામે આવતો સિંહ હથીયારવિનાના ત્રિપૃષ્ઠ ઉપર તૂટી પડ્યો ત્રિપૃષ્ઠ પણ હથીયાર વિના જ તેની સામો ધસી ગયો, જતા સાથે માત્ર બે હાથથી ત્રિપૃષ્ઠ વાસુદેવે તેને ઝાલી બે હોઠથી પકડી જેમ કોઈ વસ્ત્રને ફાડી નાખે, તેમ ચીરી નાખ્યો આકાશમા " એ ત્રિપૃષ્ઠ વાસુદેવ છે," એમ. દિવ્ય વાણી થઈ

એક વખતે રાત્રિમા ત્રિપૃષ્ઠ સુદર ગાયકો પાસે ગાન કરાવતો સૂતો હતો, ત્યારે તેણે શય્યાપાલને કહ્યુ કે ' જો હુ ઉઘી જાઉ તો તારે તેઓને તુરત જવાની રજા આપવી ' એમ કહી ત્રિપૃષ્ઠ ઉઘી ગયો ને પ્રાત કાળ થતા જાગી ઉઠ્યો પણ તે ગાયકો ગાયન ચલાવતા રહ્યા, કારણ કે શય્યાપાલ કર્ણેન્દ્રિયના લોભથી ના પાડી શક્યો નહિ. તુરતજ વાસુદેવે ક્રોધમા આવી શય્યાપાલના કર્ણમા ઉષ્ણ ધગધગતુ સીસુ રેડાવ્યું ભાવિ મહાવીરના જીવે આવુ અઘોર નિકૃષ્ટ–નિર્દય કાર્ય આવા ઉદ્ધતપણામા કર્યું, ને ચોરાશી લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કર્યું

ઓગણીસમો ભવ—ત્યાથી પૂર્ણ આયુષ્યે સાતમી

## પ્રકરણ ૨

# શ્રી મહાવીરજન્મ અને દીક્ષા મહોત્સવ

આ ભરત ક્ષેત્રમા બ્રાહ્મણકુંડગ્રામ એ નામે નગર હતું ત્યા કોડાલગોત્રી ઋષભદત્ત બ્રાહ્મણ હતો, તેને જાલધર કુળમા ઉત્પન્ન થયેલ દેવાનદા સ્ત્રી હતી. તે સ્ત્રી એક વખતે સુખરૂપ શય્યામા સૂતી હતી અત્યારે દુષમ સુષમ સમય (ચોથા આરા)ના ઘણા વર્ષો થઇ ગયા હતા, એટલે કે આરો પૂર્ણ થવાને માત્ર ૫ચોતેર વર્ષ ને સાડાઆઠ માસ બાકી રહ્યા હતા આ વખતે અષાડ માસની શુક્લ છઠ હતી, ને ચદ્ર સાથે ઉત્તર ફાલ્ગુની નક્ષત્રનો યોગ બરાબર આવ્યો હતો એ વખતે આકાશવી પ્રાણુત દેવલોકથી પૂર્વે તીર્થકર નામગોત્ર કર્મ ઉત્પન્ન કર્યુ છે એવો નદન મુનિનો જીવ આ દેવાનદા બ્રાહ્મણીના ઉદરમા આવ્યો તે વખતે દેવાનદાએ વિશાલ ને ઉદાર ચૌદ સ્વપ્નો જોયાં સ્વપ્નો જોઈ તે સ્ત્રી જાગૃત થઈ ને બહુ ખુશી થઈ હર્ષ સાથે તેણીએ પોતાના પતિ ઋષભદત્તને અનુકૂળ, પ્રિય, મધુર વાણીથી સર્વ હકીકત કહી તે સાભળી પતિ ઘણો ખુશી થયો, ને તેણે કહ્યુ કે "હે સ્ત્રી! ચાર વેદનો પારગત ને ઘણો સુદર પુત્ર તારે થશે, તેમા તમો જરા પણ સશય ન લાવશો" સ્ત્રીએ તે વાતો વધાવી લીધી, ને જાણે કલ્પવૃક્ષ પ્રાપ્ત થયું હોય તેમ તે ખુશી થવા લાગી

મહાવીરનું ગર્ભમાંથી સહરણ—ગર્ભમાં આવ્યાને આજે બાશી રાત્રિ થઈ ગઈ હતી, ત્યા શક્રેન્દ્ર બત્રીશ લક્ષ

નરકમાં તેણે કર્યો. વીસમા ભવમાં તે એક સિંહ થયો. એકવીસમા ભવમાં તે ચોથી નરકે ગયો. બાવીસમા ભવમાં તે મનુષ્યમાં આવ્યો. ત્રેવીસમા ભવમાં વિદેહ ક્ષેત્રમાં મૂકા રાજધાનીમાં ધનંજય રાજા હતો, તેની રાણીને તે એક પુત્રપણે ઉત્પન્ન થયો, ને યુવાવસ્થામાં છ ખંડ સાધી, પ્રિયમિત્ર ચક્રવર્તી થયો. પછી પોટ્ટિલાચાર્ય પાસે તેમણે દીક્ષા લીધી. ત્યાં એક કોડ વર્ષ સંયમ પાળી અને ચોરાશીલાખ પૂર્વ આયુષ્ય તેમણે પૂર્ણ કર્યું. ત્યાંથી ચોવીસમા ભવમાં તે મહાશુક્ર દેવલોકમાં સર્વાર્થ વિમાનમાં સત્તર સાગરના આયુષ્યે દેવ થયા.

પચીસમા ભવમાં ત્યાંથી નીકળી, આ ભરતમાં છત્રા નગરીમાં જિતશત્રુની ભદ્રા રાણી હતી, તેની કુક્ષિમાં તે પુત્રપણે ઉત્પન્ન થયા, ત્યાં નંદન એવું નામ પડ્યું. ચોવીસલાખ વર્ષ ગૃહસ્થાવસ્થામાં રહી, પછી તેણે પોટ્ટિલાચાર્ય પાસે દીક્ષા લીધી. ત્યાં તેમણે માસ ખમણખમણ તપ કરી, નીરંતર તપમાં રહ્યો, વીસ સ્થાનકની આરાધના કરી, તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. એક લાખ વર્ષની શુદ્ધ દીક્ષા પર્યાય પાળી છેવટે એક માસની સંલેખના કરી. તેમણે એકંદરે પચીસ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કર્યું. છવીસમા ભવમાં તે પ્રાણત દેવલોકમાં પુષ્પોત્તરાવતંસક વિમાનમાં વીસ સાગરોપમની સ્થિતિએ દેવ થયા. આ પ્રમાણે મુખ્ય સત્તાવીસ મોટા ભવમાં સમ્યક્ત્વ પામ્યા પછી પ્રભુના જીવે ભ્રમણ કર્યું.

☆

સુંદર ભાગોથી સુસજ્જિત પ્રાસાદ (મહેલ) મા ગંગા નદીના કિનારા પર રહેલી રેતી જેવી સુવાળી ને ક્ષેમ કાયોસના વસ્ત્રથી ઢાકેલી સુ દર રમણીય શય્યામા ત્રિશલા ક્ષત્રિયાણી સૂતા હતા આ વખતે આસો માસની કૃષ્ણ ત્રયોદશી હતી ચદ્ર સાથે ઉત્તરાફાલ્ગુની (હસ્તોત્તર) નક્ષત્રનો યોગ પણ હતો, તે વખતે '(ત્યાશીમી રાત્રિએ) હરિણગમેષી દેવે દેવાનદાની કુક્ષીમાથી પ્રભુને ઉપાડયા ને ત્રિશલા રાણીના શરીરના સર્વ અશુભ પુદ્‌ગલો કહાડી નાખી, શુભ પુદ્‌ગલો સ્થાપી સુખરૂપ પ્રભુને મૂકયા તે વખતે રાણીએ ચૌદ સ્વપ્નો જોયા. તે પ્રશસ્ત ચૌદ સ્વપ્નો આ પ્રમાણે હતા —

(૧) હાથી, (૨) વૃષભ, (૩) સિહ, (૪) લક્ષ્મી, (૫) પુષ્પમાલા (૬) ચદ્ર, (૭) સૂર્ય, (૮) ધજા, (૯) કુંભ, (૧૦) પદ્મ સરોવર, (૧૧) સમુદ્ર, (૧૨) દેવ વિમાન, (૧૩) રત્ન-રાશિ, (૧૪) નિર્ધૂમ અગ્નિ એ ચૌદ સ્વપ્નો રાણીએ જે પ્રમાણે જોયા, તે આ પ્રમાણે હતા —**હાથી:** ચાર બલવાન દતશૂલવાળો ને ઊચો હતો ક્ષીરસાગર, ચદ્ર ને વૈતાઢય પર્વત જેવો ઘણો ધોળો હતો ઐરાવણની જેમ વિશાળ ને મનોહર જણાતો હતો બળદ માસ લોહીથી સુ દર, ભરાવદાર, સૂક્ષ્મ, તીક્ષ્ણ, શીંગડાઓવાળો, ને સર્વ અગોપાગથી શ્વેત કમળની કાન્તિ જેવો ધોળો, રમણીય દેખાતો હતો સિહ પોતાના સર્વ લક્ષણોથી યુક્ત, મદ ગતિથી વિલાસ કરતો, ને આકાશથી નીચે ઊતરતો મુખમાંથી પ્રવેશ કરતો હતો લક્ષ્મી દેવી ચરણ, જઘન (સાથલ), નાભિ, સ્તન, મસ્તક, મસ્તકનો કેશપાશ ને મુખચદ્રથી અનુપમ લાવણ્ય

જેમ વિકસિત થતી જાગી ઊઠી ને વિચારમા પડી ગઈ આ વિષે પોતાના પતિ શો ખુલાસો કરશે તે જાણવા રાણી પોતાના પલગથી નીચે ઊતરી, ને પાસેના ખડમા જ્યા સિદ્ધાર્થ ક્ષત્રિય સૂતા હતા ત્યા આવી સિદ્ધાર્થ ક્ષત્રિય નિદ્રામાં હતા. તેણીનો રૂપાની ઘટડીના જેવો મજુલ સ્વર કર્ણમાં પ્રવેશતા રાજા જાગૃત થયા રાજા રાણીનો પ્રિય ને વિનીત શબ્દ સાભળી ખુશી થયા રાજાએ સતકાર સાથે રાણીને ભદ્રાસનમા બેસવા કહ્યું ને પૂછ્યું કે, “ કહો આવવાની શી જરૂર પડી ?” સ્વસ્થ થઈ રાણી રાત્રિની સર્વ હકીકત કહેવા લાગી ‘ હે પ્રિયમતે ! આજ રાત્રિએ હુ ઘણા સુખમા સૂતી હતી, કાઈક જાગૃતિ ને કાંઈક નિદ્રા એમ બેની મિશ્ર સ્થિતિ મા હતી, ત્યારે ગજ, વૃષભ એમ ચૌદ સ્વપ્નો એક પછી એક મે જોયાં તો હે સ્વામિન્ ! એ સ્વપ્નો ઘણા ઊચા ને મગલકારી છે કે અન્યથા છે ?’ સિદ્ધાર્થ રાજા સ્વપ્ન સ્વરૂપ સાભળી બહુ વિસ્મિત થયા ‘ અહો ! અહો ! આ સ્વપ્નો ઘણા ઊચા ને સૌ કરતા શ્રેષ્ઠ છે આથી ઉત્તમ બીજુ શુ છે ?’ એમ વિચારી રાજા કહેવા લાગ્યા કે “ હે ભદ્રે ! હે ત્રિશલે ! તમોએ જે સ્વપ્નો જોયા છે તે ઘણા ઊચા છે, ને ઘણા મગળરૂપ છે, તમો નિર્ભય રહો, તમોને એ સ્વપ્નો ઘણા સુખરૂપ ને આનદ આપનારા થશે, ને હે ભદ્રે ! એ પુત્ર તમોને સવાનવ માસે થશે, ત્યારે આપણા કુળમા એ દીવાતુલ્ય થશે, એટલુ જ નહિ પણ સૂર્યસમ તેજસ્વી ને ચદ્રસમ પ્રિય આહ્લાદક થશે વળી આપણા રાજ્યમા હે [illegible] માણિક્ય, રત્ન, ધન, [illegible] ગેરેનો ઘણો વ [illegible] ણો આમ અ [illegible] નો બહુ ખુશી [illegible]

મણિ રત્નોથી ખચિત ને સુંદર ચિત્રોથી ચિત્રિત હતો. પડદા પાછળ જે ખાસ સુંદર ભદ્રાસન નંખાવ્યું હતું, તેમાં ત્રિશલા દેવી આવી બેઠાં સેવકો પાસે તેડાવેલા સ્વપ્ન પાઠકો સ્નાનાદિ ક્રિયા કરી સ્વચ્છ ને ઊંચાં કપડાં પહેરી મસ્તકને તિલક-દુર્વાદિથી મંગલ કરી રાજાના સત્કાર સાથે જૂદા જૂદા આસન પર ઇશાન દિશામાં બેસી ગયા સ્વપ્ન પાઠકોનો રાજાએ ઘણો સત્કાર કર્યો સ્વપ્ન પાઠકોએ પણ રાજાને સત્કાર્યા-સન્માન્યા રાજા પુષ્પ ફળથી બે હાથ ભરી અતિ વિનયથી સ્વપ્ન સંબંધી પૂછે છે કે 'હે સ્વપ્ન પાઠકો! ત્રિશલા ક્ષત્રિયાણીને રાત્રિમાં આવા ચૌદ સ્વપ્નો આવ્યાં છે, તો તેનું ફળ મંગળ ને કલ્યાણકર છે, કે બીજું કાંઇ છે?' સ્વપ્ન પાઠકો આગળ આવેલ ચૌદ સ્વપ્નો રાજા પાસેથી બરાબર સાંભળી, ઘણા હર્ષિત ને વિસ્મિત થયા, ને કહેવા લાગ્યા કે "હે વસુધાધિપ! આ ચૌદ સ્વપ્નો ઘણાં ઊંચાં ને શ્રેષ્ઠ છે, કારણ કે હે રાજા, તે સ્વપ્ન સંબંધી હકીકત તમો બરાબર સાંભળો સ્વપ્ન શાસ્ત્રનો અમો સર્વેએ અભ્યાસ કર્યો છે તેમાં એવી હકીકત છે કે એકંદર બોતેર સ્વપ્નો છે તેમાં બેતાલીશ સામાન્ય, ત્રીશ અસામાન્ય-મોટાં-છે તેમાં પણ ચૌદ તો ઘણાં ઊંચાં ને શ્રેષ્ઠ છે તે આ ચૌદ જે તમો કહો છો તે તીર્થંકરની કે ચક્રવર્તીની માતાને આવે તેમાંનાં સાત વાસુદેવની માતાને આવે તેમાંનાં ચાર બલદેવની માતાને આવે ને માંડલિક રાજા થવાનો હોય તેની માતાને એક સ્વપ્ન આવે. તો હે રાજન્! એમ સમજાય છે કે રાણી જન્મ આપશે તે પુત્ર મહા વૈભવશાલી ચક્રવર્તી થશે, કિંવા જગદુદ્ધારક, મહા-

ઉદરમાં કાંઇ હોય તેમ જણાતુ નથી આથી ત્રિશલા રાણીને ખાન, પાન, ગાન, ભવન, શય્યા વગેરે અપ્રિય થઈ પડયાં પ્રભુએ જાણ્યુ કે આતો ઉલટુ ખોટુ થયુ, એટલે પ્રભુએ શરીર હલાવ્યુ ગણી ખુશી થયા કે પુત્ર–ગર્ભ–હયાત છે. પ્રભુએ આ સ્થળે અભિગ્રહ કર્યો કે 'માતા પિતા હોય ત્યાં સુધી ગૃહભાવ મૂકી મુંડભાવ, ધારણ નહિ કરૂ '

ત્રિશલાદેવી પોતે નિપુણ ને સુજ્ઞ હતા. એવી જેમ ગર્ભનું સંરક્ષણ થાય તેમ વર્તવા લાગ્યા દેવી જિહ્વાના સ્વાદ છોડી, ગર્ભને હિતકર, પથ્ય ને આરોગ્યકર થાય, તેમ ભોજન લેતા હતા સ્નાન કરવામા વસ્ત્ર અલંકાર પહેરવામા પણ ગર્ભને ખરાબ અસર ન થાય તેમ દેવી સંભાળ લેતા હતા ભવન ઉદ્યાનમા દેશ, કાલ, ને ઋતુને અનુસરી ફરતા હતા શોક, મોહ, ભય, શ્રમ, ખેદ, દ્વેષ, વગેરે ક્યારે પણ ચિત્તમા ન સ્ફૂરે તેમ પ્રસન્ન ચિત્તથી તે રહેતાં હતા આમ કરવા ઉપરાત ગર્ભ મનોરથો એક પછી એક થતા, પણ તે સર્વ સુખરૂપ પૂર્ણ થતા હતા

**જન્મ થવાનો વખત:** ગ્રીષ્મ ઋતુ શરૂ થઇ હતી. ચૈત્ર શુકલ તેરશ હતી બરાબર મધ્ય રાત્રિ હતી આકાશમા ગ્રહો ઉચ્ચ સ્થાનમા હતા. ઉત્તર ફાલ્ગુની નક્ષત્ર ચંદ્ર સાથે હતું દિશાઓ શાન્ત ને સ્વચ્છ હતી પક્ષીઓ અનુકૂળ શબ્દો કરતા હતા અગ્નિની શિખાઓ ઊંચી જતી હતી, ને પવન અનુકૂળ વાતો હતો. દેશ ને પ્રજા સુખી હતા એ વખતે સિંહ લાંછન ને સુવર્ણ કાન્તિવાળા પુત્રનો (પ્રભુનો) જન્મ થયો. આસન–કમ્પ થતા, છપ્પન દિક્ કુમારિકાઓ આવી

મેરુ પર્વત ઉપર ઇન્દ્ર આવ્યો. સુવર્ણ, રૂપ્ય, રત્ન એમ અનેક જાતિના કલશોથી પ્રથમ શકેન્દ્રે પ્રભુને નવરાવ્યા ત્યાર પછી ઇન્દ્રો ને દેવોએ મોટા હર્ષને ઘોઘાટ સાથે એ ક્રિયા કરી ત્યારે ત્યા કોઈને શકા થાય છે કે આવા નાના નાજુક શરીરમા રહેલા પ્રભુ આવા જલધોધને કેમ વહન કરી શકશે ?

**પ્રભુના બલ વિષે શકા ને તેનુ સમાધાન:** પૂર્વે તપોવિશેષથી અનત શક્તિ જેણે મેળવી છે, તેને હાડ માસનો સબધ જાણનાર સામાન્ય કોટિનો જીવ ન જાણી શકે એ સહજ વાત છે પ્રભુમા અનત શક્તિ છતા બાલ-ભાવ હતો એટલે તેમણે અગુષ્ટથી મેરુ પર્વતને થોડો દબાવ્યો ત્યા મેરુ પર્વતના શિખરો ગડગડાટ સાથે ધ્રૂજવા લાગ્યા પૃથ્વી ને પૃથ્વી ઉપરના સમુદ્રોથી એક મોટો કલરવ થઈ પડચો દેવ દેવીઓ, ઇન્દ્ર ઇન્દ્રાણીઓ સર્વ વિસ્મય સાથે મુઝવણમા પડી ગયા તેઓ સૌ અવધિથી જુએ છે, તો સમજાય છે, કે આ પ્રભુની સહજ લીલા છે ત્યાં સર્વ દેવો, ઇન્દ્રો પ્રભુનો જન્મોત્સવ કરી પ્રભુને માતા પાસે મૂકી નદીશ્વર દ્વીપે જઈ ત્યા પણ હર્ષ મહોત્સવ કરી પોતપોતાને સ્થાને ચલ્યા ગયા

**શહેરમા આનદોત્સવ:** રાજાએ પ્રાત.કાલ થતા, પુત્રના મહોત્સવ માટે મોટુ મડાણ શરૂ કર્યું અતપુરમા, શહે-રમા, બહાર, સર્વ સ્થળે જલસિચન, પુષ્પ ધૂપ–લિપન, ધ્વજ, પતાકા, ચદન, કલશ, તોરણો વગેરે અનેક અનેક પ્રવૃત્તિઓ ચાલી રહી છે કેદખાનાં ખુલ્લા થઈ ગયા છે વેઠ, કર, ત્રાસ સર્વથી લોકો છૂટા થાય છે દશ દિવસ સુધી

**શ્રીવર્ધમાનનું કુટુંબ**. ભગવાન્ કાશ્યપ ગોત્રીય ત્રણ નામથી પ્રસિદ્ધ હતા માબાપે વર્ધમાન નામ આપ્યું સ્વભાવથી આનંદિત હતા, તેથી સમન નામ પાડ્યુ ભયંકર ભૈરવ પરિષહ સહન કરતા દેવોએ શ્રમણ ભગવાન્ મહાવીર નામ આપ્યુ પિતાના નામ ત્રણ–સિદ્ધાર્થ, શ્રેયાસ, ને યશસ્વી હતા માતાના નામ ત્રિશલા, વિદેહદિન્ના, પ્રિયકારિણી હતા વર્ધમાનને સુપાર્શ્વ કાકા, નંદિવર્ધન મોટા ભાઇ, ને સુદર્શના મોટી બહેન હતા, ને યશોદા સ્ત્રી હતી પુત્રી હતી તે બે નામથી જાણીતી હતી—અનવદ્યા ને પ્રિયદર્શના પુત્રીની પુત્રી (દૌહિત્રી) શેષવતી ને યશોમતી એ બે નામથી જાણીતી હતી

**માતાપિતાનુ અવસાન** અંગોપાંગથી સુંદર સુકુમાર વર્ધમાન યુવાવસ્થમા આવે છે માતાપિતા તેને રાજકન્યા યશોદા વેરે પરણાવે છે માતાપિતાના સ્નેહમા ને સ્ત્રી સાથેના સુખમાં વર્ધમાન કેટલાક વર્ષ ગાળે છે માતા પિતા પાર્શ્વનાથ પ્રભુના સંતાનિકના પરંપર શિષ્યના શ્રમણોપાસક હતા તેઓ છેવટે વખત આવતા, આલોચિત પ્રતિક્રમિત થઇ સંલેખના કરે છે બન્ને જણા દર્ભ સંસ્તારક ઉપર રહી સંલેખનાથી શરીર શોષી આયુષ્ય પૂર્ણ થતા અચ્યુત કલ્પમા દેવપણે ઉત્પન્ન થાય છે તેઓ ત્યાથી મહાવિદેહમા જઇ શુદ્ધ–બુદ્ધ–મુક્ત થશે

**પ્રભુને અભિનિષ્ક્રમણની ઇચ્છા**: પ્રભુ વર્ધમાનને અઠ્ઠાવીશ વર્ષ થતા, માતા પિતા સ્વર્ગવાસી થયા, એટલે વર્ધમાને શબ્દ–રૂપ–ગંધ–રસ–સ્પર્શાદિ વિષયોથી છૂટવા ઇચ્છા કરી છૂટવા ઇચ્છા હતી, પણ માતૃપિતૃસ્નેહ છૂટવા દેતો નહિ

એમ આનંદ પ્રવૃત્તિ ચાલી બાળકને છઠ્ઠા દિવસે, ત્રીજા દિવસે એમ અનુક્રમે બધી ક્રિયા–વિધિઓથી પસાર કરી, બારમા દિવસે સર્વ પ્રકારે સ્વચ્છ કરી સર્વ મિત્ર, જ્ઞાતિ, સ્વજન, પરિજનાદિ આમંત્રિત લોકોને આમંત્રી ખૂબ હર્ષ સાથે જમાડે છે પછી બધાને વસ્ત્ર, માલ્ય, ગંધ પુષ્પ, અલંકાર એમ ઉચિત પદાર્થોથી યથા સત્કાર સન્માન કરે છે લોકો અનન્ય હર્ષથી આથી નિશ્ચિત થાય છે ત્યારે બધાને પૂછી બધાના આકૂર્ત પુત્રનું "વર્ધમાન" નામ આપે છે. લોકો પણ ખુશી થાય છે ને તે નામ સારૂ છે એમ સ્વીકારે છે

પ્રભુ મોટા થઈ નિશાળે જતાં ઇન્દ્રનો વિસ્મય

પ્રભુ પર્વતગુહામાં ચંપાના ઝાડની જેમ પ્રતિપળથી ક્રમે ક્રમે મોટા થાય છે બાળલીલા બાળકો સાથે કરતા લગભગ આઠ વર્ષનાં વર્ધમાનને નિશાળે મૂકવાનો આરંભ બધાં બાળકો જેમ નિશાળે જાય, તેમ વર્ધમાન પણ નિશાળે ગયા. ઇન્દ્ર અવધિજ્ઞાનથી આ જોઈ વિસ્મિત થયો, ને એકદમ અધ્યાપક પાસે બ્રાહ્મણ વેશમાં નીચે આવી પહોંચ્યો. ત્યાં ઘણા વિદ્યાર્થીઓ, અન્ય જનો, ને અધ્યાપક સમક્ષ વર્ધમાનને વિદ્યાલયમાં બેસાડવાની પ્રવૃત્તિ કરતાં જોયે છે ત્યાં ઇન્દ્ર આવી વર્ધમાનને ઉંચા આસનમાં બેસાડી એક પછી એક કઠિન ભાષાના પ્રયોગ સબંધી તથા સાહિત્ય, તત્ત્વ વગેરે સબંધી પ્રશ્નો પૂછે છે, ત્યારે વર્ધમાન બાળકાળ છતાં, અભ્યાસ નહિ કર્યો છતાં, સર્વ ખુલાસા આપે છે. અધ્યાપક તથા સર્વ જનો આ સાંભળી વિસ્મયમુગ્ધ થાય છે અધ્યાપક કહે છે કે વર્ધમાનને હવે ભણવું ઘટે તેમ છેજ નહિ. વર્ધમાન વિદ્યાર્થીઓ સાથે ઘરે પાછા આવે છે.

રજા આપે છે, પ્રભુ તૈયાર થાય છે નદિવર્ધન પ્રભુના નિષ્ક્રમણની તૈયારી કરે છે પ્રભુ સુવર્ણ, મણિ માણિક્ય, મૌક્તિક, ધન, ધાન્ય સર્વ પરિગ્રહ પદાર્થ ત્યજી બહાર નિકળ્યા, ત્યા એકદમ આકાશનાથી ચારે જાતિના દેવ દેવીઓ, ઇન્દ્ર ઇન્દ્રાણીઓ પ્રભુના નિષ્ક્રમણ મહોત્સવ માટે આવી પહોચ્યા શક્રેન્દ્રે પોતે વિક્રિય સમુદ્ઘાત કરી દિવ્ય સુદર ગૃહ બનાવ્યુ તેમાં મધ્ય ભાગે પાદપીઠ સાથે સિંહાસન બનાવ્યુ, ને તેના મધ્યમા પ્રભુને પધરાવ્યા શક્રેન્દ્ર પોતે પ્રભુને પૂર્વ દિશા વાળી બેસાડી શત પાક સહસ્ર પાક તેલોથી પ્રભુને મર્દન કરી, સ્વચ્છ અને શુદ્ધ પાણીથી નવરાવી, સ્વચ્છ કાપાયિક રૂમાલવો શરીર લૂછી, ગોશીર્ષ, ચદનના લેપ કરે, પછી નાકના પવનથી ઉડે એવા ઝીણા, ચતુર કારીગરોએ સુવર્ણથી વણેલ, ઘોડાના ફીણ જેવા ધોળાં વસ્ત્ર પહેરાવે અનેક અલકાર પહેરાવ્યા પછી એક સુદર દિવ્ય શિબિકા તૈયાર કરે. પ્રભુ પોતે અનેક હાર ને પ્રાલબ (પગ સુધી લટકતા) હાર પહેરી કર્ણ કુડળો ધારી મસ્તક પર મુકુટ પહેરી છઠ ઉપવાસ કરી શિબિકાના મધ્યમા સિંહાસન પર બેસે શક્ર-ઈશાન ઇન્દ્રો બે પાર્શ્વમા ચામરો વિઝવા લાગ્યા પ્રથમ મનુષ્યોએ એ ચંદ્રપ્રભા શિબિકા ઉપાડી, ઘણા હર્ષ સાથે અસુર–નાગ–ગરુડ ને શક્રાદિ ઇન્દ્રોએ શિબિકા ઉપાડી

**લોકનો પ્રેમભર્યો મનોભાવ** –પ્રભુનો દીક્ષા મહોત્સવ જોવા અનેક લોકો ગવાક્ષમા, અગાશીઓમા, ને બધાવેલા અનેક માચડાઓમા ટોળાબધ મળ્યા હતા નયનની માળાઓ

# પ્રકરણ ત્રીજુ

## છદ્મસ્થ ચર્યા

### દીક્ષિત થયા પછી ભ્રમરાઓ અને લોકોનો ઉપસર્ગ

પ્રભુને દીક્ષિત થતા મન પર્યવ જ્ઞાન પ્રાપ્ત થયું પ્રભુ એકાકી ચાલી નિકળ્યા. આ વખતે ઘણી ઠંડી પડતી હતી. ઈન્દ્રે વિચાર્યું કે પ્રભુ કેમ સહન કરી શકશે ? એવી શકા સાથે એક દિવ્ય વસ્ત્ર તેમણે પ્રભુના ખભા ઉપર નાખ્યું પ્રભુએ ક્યારે પણ તેને લાબુ કે ટૂકુ કર્યું નહિ રહ્યુ ત્યાં સુધી, ત્યાં ને ત્યા તે સ્થિતિમા રહ્યુ લગભગ તેર માસ પછી તે વસ્ત્ર પડી ગયુ પ્રભુ ત્યાર પછી તદ્દન અચેલક થયા તેમણે દીક્ષા લીધી તે ગ્રાજે મુહૂર્ત દિવસ હોવાથી કૂર્માગ્રામે ગયા, ને ત્યારે અભિગ્રહ ધાર્યો કે હવે બાર વર્ષ સુધી શરીરની સભાળ નહિ લઉ પ્રભુનો વિહાર, સયમ, નિયમ, સવર, તપ, બ્રહ્મચર્ય, સમિતિ, ગુપ્તિ વગેરે અત્યુત્કૃષ્ટ હતા પ્રભુએ દીક્ષા લીધી ત્યારે શરીરમા ઘણો સુવાસ હતો, તેથી ભ્રમરાઓએ લોહી ચૂસવા ને માસ ત્રોડી ત્રોડી ખાવા કાંઈ બાકી રાખી નહિ પ્રભુ જ્યા જ્યા જતા ત્યા વસ્તીમા ઘણી વખત કદર્પસમ પ્રભુને જોઇ સ્ત્રીઓ પોતાના સુખ માટે વિહ્વલ થઈ પ્રાર્થના કરતી, પણ પ્રભુ તે સામુ જરાપણ જોતા નહિ ઘણા સ્થળે સ્ત્રીઓ કામ કથા કરતી હોય, પણ પ્રભુ ધ્યાનસ્થ સ્થિતિમા સમપણે રહેતા હતા એમજ પ્રભુ વિહાર કરતા ઘણી વખત શૂન્ય ગૃહમાં એકાન્તમા રહેતા હતા ત્યાપણ કોઈ વિષય લપટ પુરુષો પાસે આવી પ્રભુના શરીર પર મોહ

પ્રભુ ધ્યાનસ્થ હોય ત્યારે મૌન રહેતા. કેટલીક વખત લોકોની દયા ખાતર પ્રભુ ધ્યાન કર્યા પહેલા ચાલ્યા જતા જ્યારે લોકો થરથર ધ્રુજતા હોય, કપડા પહેરવા ચાહતા હોય, ને તાપણો લાકડા બાળી જેમ તેમ ઠંડી ટાળતા હોય, તેવી ઠંડીમા આ પ્રભુ ખુલ્લા મકાનમા શીત સહન કરતા, પણ શરીરને કમ્પાવતા કે ટૂંટી વાળી શરીર સંકોચતા નહિ

આંતર ધ્યાન—પ્રભુ દીક્ષિત થયા પછી અહોરાત્રિ આતરિક ચર્યા ચાલતા વિહાર કરવાના વખત સિવાય દિવસ કે રાત્રિ શિયાળો કે ઊનાળો જે હોય, ત્યારે પ્રભુ કોઇ પણ આસનમા બેઠા કે ઊભા હોય, ત્યારે અંતઃકરણને પવિત્ર કરવા નિરિચ્છાપૂર્વક ધ્યાન કરતા શબ્દાદિ વિષયો કે ક્રોધાદિ કષાયો ક્યારે પણ લેશ હીલચાલ ન કરે તેવી રીતે નિતાન્ત સતત પ્રભુ વિચરતા વાણી, મન, ને શરીરનો નિગ્રહ કેમ થાય એજ વિચારમા પ્રભુ નિરન્તર જીવન ગુજા-રતા હતા છદ્મસ્થાવસ્થાથી છૂટી, મુક્તાવસ્થા મેળવવા પ્રભુ અખંડ પ્રયત્ન કરતા, પણ કર્મ પરપરા હજી ઘણી હતી, તેથી ધ્યાનસ્થ સ્થિતિમા અહોરાત્રિ રહેતા આમ અહોરાત્રિ ધ્યાન છતા છદ્મસ્થાવ પૂરો ન થયો તેટલામા પ્રભુને નિર્યચ-મનુષ્ય-દેવના ઘણા આકરા ઉપસર્ગો થયા કરતા, પણ પ્રભુ મેરુની જેમ સહન કરતા

શૂલપાણિ યક્ષનો ઉપસર્ગ—એક વખત અસ્થિક ગ્રામ પાસેથી પ્રભુ જતા હતા, ત્યા શૂલપાણિ યક્ષનુ દેવળ હતું પ્રભુ રાત્રિ પડવાથી તેમા રહ્યા. લોકોએ કહ્યુ કે આ

વ્યંતરગૃહમા તેના ભયને લીધે જવાને અસમર્થ હોવાથી તે ભારે આકુળ થવા લાગ્યા

એવામા અટ્ટહાસ્યથી જ્યારે ભગવાન્ ભય ન પામ્યા ત્યારે તેણે એવુ ભયકર પિશાચનુ રૂપ વિકુર્વ્યું કે જેના અતિકપિલ, સ્થૂલ અને લાંબા કેશવડે ગગનતલ આચ્છાદિત ભાસતું અતિપાકેલ અને શુષ્ક તુંબડા સમાન જેનુ બીભત્સ મુખ હતું, દિગ્ગજના અંકુશ સમાન બહાર નીકળી આવેલા જેના કલુષિત દાત હતા, ચિપટી અને ઘોર નાસિકાના પવનવડે જેના કપિલ મુખરોમ કંપતા હતા, લટકતા કર્કશ ચર્મવડે મઢેલ જેનો વક્ષસ્થળના અસ્થિસમૂહ હતો, ઘટની પાછળના કર્પર સમાન જેનુ જીર્ણ જઠરતલ હતું, તાલવૃક્ષ સમાન દીર્ઘ, નિર્માસ અને સ્નાયુથી જડેલ જેની બને જઘા હતી, દરેક ભાગે લટકતા સર્પોને જે નચાવનો, અતિવેગથી મૂકેલ ચરણ-ન્યાસવડે પર્વત અને પૃથ્વીપીઠને જેણે કંપાવેલ છે, કક્ષા-કાખમા પકડેલ મૃતકનુ માસ ખાવામા જે આસક્ત છે, અતિકુટિલ કાતરવતી કાપેલ પ્રાણીના નીકળતા રૂધિરને પીવામાં તત્પર, પ્રચડ ભુજા ઉછાળનાર તથા જાણે સાક્ષાત્ પાપસમૂહ હોય એવુ તે પિશાચનુ રૂપ જોતા હરકોઈ ગભરાઈ જાય, પણ ભગવત એક મચ્છરની જેમ તેને અવગણીને ધર્મધ્યાનમા લીન થયા એટલે ઉપયોગ કરતા તે શૂલપાણિએ જિનેદ્રને પ્રવર સત્ત્વવાન, નિર્ભય અને મેરૂની જેમ નિષ્કંપ જોયા પછી ફરીથી તેમને ભય પમાડવા તે મહાપાપીએ, ભાલાના અગ્રભાગ સમાન તીક્ષ્ણ અને ભીષણ વિષયુક્ત ઉગ્ર દાઢા સહિત, ઘણા રોષવડે વિષમિશ્ર અગ્નિ-જ્વાળાને કહાડનાર, બહાર કહાડેલા

વ્યંતરગૃહમાં તેના ભયને લીધે જવાને અસમર્થ હોવાથી તે ભારે આકુળ થવા લાગ્યા

એવામા અટ્ટહાસ્યથી જ્યારે ભગવાન્ ભય ન પામ્યા ત્યારે તેણે એવુ ભયકર પિશાચનુ રૂપ વિકુર્વ્યું કે જેના અતિક પિલ, સ્થૂલ અને લાબા કેશવડે ગગનતલ આચ્છાદિત ભાસતું અતિપાકેલ અને શુષ્ક તુમડા સમાન જેનુ બીભત્સ મુખ હતું, દિગ્ગજના અકુશ સમાન બહાર નીકળી આવેલા જેના કલુષિત દાંત હતા, ચિપટી અને ઘોર નાસિકાના પવનવડે જેના કપિલ મુખરોમ કપતા હતા, લટકતા કર્કશ ચર્મવડે મઢેલ જેનો વક્ષસ્થળના અસ્થિસમૂહ હતો, ઘટની પાછળના કર્પર સમાન જેનુ જીર્ણ જઠરતલ હતું, તાલવૃક્ષ સમાન દીર્ઘ, નિર્માસ અને સ્નાયુથી જડેલ જેની બને જઘા હતી, દરેક ભાગે લટકતા સર્પોને જે નચાવતો, અતિવેગથી મૂકેલ ચરણ–ન્યાસવડે પર્વત અને પૃથ્વીપીઠને જેણે કપાવેલ છે, કક્ષા–કાખમાં પકડેલ મૃતકનુ માસ ખાવામા જે આસક્ત છે, અતિકુટિલ કાતરવતી કાપેલ પ્રાણીના નીકળતા રૂધિરને પીવામા તત્પર, પ્રચડ ભુજા ઉછાળનાર તથા જાણે સાક્ષાત્ પાપસમૂહ હોય એવુ તે પિશાચનુ રૂપ જોતા હરકોઈ ગભરાઈ જાય, પણ ભગવત એક મચ્છરની જેમ તેને અવગણીને ધર્મધ્યાનમા લીન થયા એટલે ઉપયોગ કરતા તે શૂલપાણિએ જિનેદ્રને પ્રવર સત્ત્વવાન, નિર્ભય અને મેરુની જેમ નિષ્કપ જોયા પછી ફરીથી તેમને ભય પમાડવા તે મહાપાપીએ, ભાલાના અગ્રભાગ સમાન તીક્ષ્ણ અને ભીષણ વિષયુક્ત ઉગ્ર દાઢા સહિત, ઘણા રોષવડે વિષમિશ્ર અગ્નિ–જ્વાળાને કહાડનાર, બહાર સ્ફારેલા

લાગ્યો કે–' હે ભગવન્ ! તમારા સામર્થ્યને ન જાણતા મેં તમારો જે અપરાધ કર્યો તે ક્ષમા કરો ' એવામા પોતાના કામમા ગુથાયેલા છતા તત્કાલ ઇંદ્રની ભલામણનુ વચન યાદ આવતા, પ્રભુના તીવ્ર ઉપસર્ગને જોઈ, તે સિદ્ધાર્થ દેવ તરતજ દોડી આવ્યો અને વાણુવ્યતરને કહેવા લાગ્યો કે–' અરે, અધમ શૂલપાણિ ! અત્યત દુષ્ટ લક્ષણવાળા, દોર્ગત્ય અને મૃત્યુને માગનારા, વિશુદ્ધ બુદ્ધિથી વર્જિત ! આ સિદ્ધાર્થ રાજાના પુત્ર, ચરમ તીર્થનાથ ભગવંતને તુ જાણતો નથી કે સ્ખલના પમાડવા તૈયાર થયો છે ? અરે ! દુરાચારી ! જો આ વ્યતિકર કોઈ રીતે ઇંદ્રના જાણવામા આવે તો કોણ જાણે તને શું ફળ મળે ? ' એમ સાભળતાં તે અત્યત ભયભીત થઇ વાર વાર પ્રભુને ખમાવવા લાગ્યો એટલે સિદ્ધાર્થ તેને આ પ્રમાણે ધર્મદેશના આપવા લાગ્યો–' વીતરાગમા દેવબુદ્ધિ અને સાધુમા ગુરુબુદ્ધિ રાખવી, તેમજ તત્ત્વાર્થની સદ્દહણા કરવી, કોઈપણ પ્રાણીને પીડા ન ઉપજાવવી; પૂર્વના પાપ વારવાર નિંદવા, કારણ કે પાપ કર્મ એક વાર કરવામાં આવેલ હોય છતા તીવ્ર કેપને લીધે તેનો દુ ખ–વિપાક કોડાકોડીરૂપ થવા પામે છે એમ સાભળતા અનેક લોકોના ક્ષયનુ સ્મરણ થતા ભારે પશ્ચાત્તાપ લાવી, સમ્યક્ત્વ પામતા ભવથી અત્યત વિરક્ત બની, સમસ્ત દોષને ઉપશાત કરવા તે શૂલપાણિ ભગવંત પાસે ગીત, નાટક કરવા લાગ્યો એટલે ગામવાસી લોકો પણ ગીતાદિ શબ્દ સાભળી ચિતવવા લાગ્યા કે–' અહો ! પેલો યક્ષ તે દેવાર્યને મારી અત્યારે સતુષ્ટ થઈને સ્વચ્છદે ક્રીડા કરે છે '

સમજાય છે જે તમે મહા-ઉન્નત તાલપિશાચને માર્યો, તેથી અલ્પ કાળમા તમે મોહનીય કર્મનો નાશ કરશો (૧) શ્વેત પક્ષી જોવાથી તમે શુક્લધ્યાનમાં લીન રહેશો (૨) વિચિત્ર કોકિલ જોવાથી તમે દ્વાદશાગીની પ્રરૂપણા કરશો (૩) ગોવર્ગથી તમારી જે ઉપાસના કરાઇ, તેથી શ્રમણ, શ્રમણી પ્રમુખ ચતુર્વિધ સઘ તમારી સેવા કરશે (૪) પદ્મસરોવર જોવાથી ચતુર્વિધ દેવતાઓ તમારી ઉપાસના કરશે (૫) સાગર પાર ઉતરવાથી તમે સસારથી ઉત્તીર્ણ થશો (૬) સૂર્ય જોવાથી તમે અલ્પ વખતમાં કેવળજ્ઞાન પામશો. (૭) ઉદર થકી આતરડા કહાડીને માનુષોત્તર પર્વતને જે વીંટયો, તેથી તમારા નિર્મળ યશ, કીર્તિ અને પ્રતાપ સમસ્ત ત્રિભુવનમા અનિવારિત થઇને ભમશે (૮) મદરગિરિના શિખરે આરૂઢ થવાથી તમે સિહાસન પર આરૂઢ થઇ, દેવ-દાનવ અને મનુષ્યોની સભામા ધર્મ પ્રકાશશો. (૯) વળી જે દામયુગલ જોયુ, તેનુ ફળ હુ જાણતો નથી ' ત્યારે સ્વામી બોલ્યા—' હે ઉત્પલ ! જે તુ જાણતો નથી તે હુ તને કહી સભળાવુ—જે એ દામયુગલ જોયું, તેથી હુ દ્વિવિધ શ્રાવક અને સાધુધર્મની પ્રરૂપણા કરીશ ' એમ સાભળતાં ભારે હર્ષથી રોમાચિત થતા ઉત્પલ, પ્રભુને નમસ્કાર કરી ત્યાંથી ચાલ્યો ગયો અહીં ભગવત પણ ધર્મધ્યાનમાં તત્પર રહી, કાલ-નિર્ગમન કરવા લાગ્યા એમ અર્ધમાસક્ષમણ એટલે એક એક પક્ષના ઉપવાસ કરતા અને વિવિધ અભિગ્રહમાં ઉદ્યુક્ત થતા ચાતુર્માસ વીતાવી, તે અસ્થિક ગામથી ચાલી નીકળ્યા ત્યારે શૂલપાણિ યક્ષ ભગવતની પાછળ પાછળ જઇ, ચરણ-કમળમા શિર નમાવી ભક્તિપૂર્વક કહેવા લ ગ્યો

રાખી, હદ પણ ન રાખી, આખરે થાકી સર્પે વિચાર્યું કે ‘ આ શુ ? આ શુ માનવી કે કોઈ દિવ્ય પુરુષ ! ” પ્રભુએ કહ્યું, “ હે સર્પ ! આ શી તારી પ્રવૃત્તિ ? તુ કોણ ? આવી કિલષ્ટતા કરવી તને શુ ઘટે છે ? ચડકૌશિક ' બુઝ, બુઝ ! પૂર્વ જન્મમા ક્યા હતો ને શા હેતુથી આ ઝેરથી ભરેલ સર્પયોનિમા આવવુ પડયું ? ” સર્પ આ દિવ્ય મુખથી સ્ર વતી વાણી સાભળી, સહજ શાન્ત થયો જેમ કોઈ અદ્વિતીય નિપુણ વૈદ્યથી દર્દી પોતાના દર્દથી મુક્ત થાય તેમ સર્પ પોતાના ક્રોધી સ્વભાવનું વમન કરતો વિચારમા પડી ગયો, ને જાતિ–પૂર્વ જન્મ વિચારવા લાગ્યો ચડકૌશિક–સર્પ પોતાના ગત જન્મને જોઈ રહ્યો, મુનિ ભવમાં ન ઘટી શકે એ ક્રોધચિત્ર આખ આગળ તરી રહ્યુ ‘ હે પ્રભો ! આપે મને આવો ખરેખર બચાવી લીધો હે કરુણાસાગર ! આપે તો માગ ઉપર ઘણી કરુણા કરી ગત જન્મ હારી ગયો ને આ જન્મથી અગણિત ભવ પર પગ થાત. ’ પણ હવે આજે એ કથન કરતો સર્પ ક્રોધ રહિત થઈ શાન્ત પડી રહેવા લાગ્યો સર્પ પછી ક્ષમાની ઉત્કટતા સેવી સહસાર દેવલોકમા ગયો

નાવમા બેસવું ને નાગ કુમારનુ તોફાન—પ્રભુ આ પ્રમાણે સર્પના કલ્યાણમા નિમિત્ત થઇ ત્યાથી અન્ય સ્થળે ચાલ્યા ગયા વળી આ પ્રમાણે જૂદા જૂદા સ્થળે આત્મ દ્વારા શરીરથી દુ ખનું સ વેદન કરવા કરતા પ્રભુને એક મોટી વિશાલ નદી ઊતરવાનો પ્રસ ગ આવી પહોચ્યો લોકો સામા કિનારે જવા નાવડામા બેસતા હતા નાવિકની મરજી ...

પ્રભુ પણ ગંગા કિનારે જ્યાં બેઠા ત્યારે નાવમાં બેસી ગયા. નાવડું સુખે સુખે નાવિકના યોગથી ચાલતું હતું. થોડે પણ ગયા આથી ભાગે નાવમાં વિચાર કરતા જતા હતા. પણ પ્રભુનો કર્મનો વડો વિકટ યોગ હતો, તેથી ત્રિપૃષ્ઠના જન્મે સિંહ સાથે જે વેર બાંધ્યું હતું તે વેરનો ઉદય થતાં, સિંહનો જીવ સુદંષ્ટ્ર નામે નાગકુમાર દેવ, નાવ જ્યાં બરાબર મધ્ય નદીમાં આવ્યું હતું, ત્યાં આવી પહોંચ્યો. તેણે ગંગા નદીનાં પાણી ઉછળવા માંડ્યાં. મોજાંઓ આવવા લાગ્યાં. નાવ ઉછળી ક્ષિતિજમાં ઘોર તેમ મધ્યભૂમિ જોવા લાગ્યા અને અફળાવા લાગ્યા. હવે નાવ કિનારે પહોંચે તેવી તેમની આશા છૂટી ગઈ. પ્રભુ ધ્યાનસ્થ મુનિભાવમાં હતા. કંબલ તપસ્વીઓમાં હતો, ત્યાં કંબલ સંબલ દેવો આવી, તોફાનથી ઉછળતી નાવને કિનારા પર મૂકી આવ્યા ગયા.

સંગમ દેવનો ક્રોધભર્યો ત્રાસ—એક વખત એ કે પ્રભુ અનુભવ કરી ભિક્ષુની મહા રાત્રિની પ્રતિમામાં હતા, તે વખતે પ્રભુને અવધિ જ્ઞાનથી જોઈ શક્રેન્દ્ર દેવ સભામાં મહાવીર પ્રભુની અડગતા અને ધૈર્ય વિષે મુક્તકંઠે પ્રશંસા કરી કે તેમની જે અડગતા છે, તેને ચળાવવાને કોઈ પણ આજે સમર્થ નથી. એ વાત તો કોઈને સારી લાગી પણ એવું મનમાં વિરુદ્ધ છે એવા સંગમ દેવને સારી લાગી નહિ. સંગમ દેવ માનતો હતો કે માનવ પ્રાણી ભલે તેવો બળવાન હોય, પણ દેવની અગાધ શક્તિ આગળ તે પામર છે. કારણ કે દેવ ધારે તો મેરુને પત્થર સમ કરે, અપાર સમુદ્રના પાણીને પાણી શકે ને પૃથ્વીતલ સમ કરે. દેવ આમ મન કરતો એકદમ પૃથ્વી ઉપર આવ્યો. પ્રથમ તેણે

પ્રભુના શરીર ઉપર એકદમ ધૂળનો વર્ષાદ વર્ષાવ્યો, જેથી શરીર આખુ ઢકાઇ ગયુ આંખ–કાન–નાક, એમ સર્વ છિદ્રો સજ્જડ પૂરાઈ ગયા શ્વાસ ખેચી કે મૂકી શકાય નહિ તેવી સ્થિતિ તેણે કરી મૂકી તેટલેથી સતોષ ન પામતા આખા શરીર ઉપર સોયની અણી જેવી ઝીણી કીડીઓ તેણે પાથરી દીધી ત્યાર પછી તેણે ડાસ, વીંછી, સર્પ, નોળીઆ એમ અનેકાનેક ત્રાસદાયક પ્રાણહારક પ્રાણીઓ બનાવ્યા છેવટે એકદમ ક્રોધમા આવી જઈ તેણે એક મોટો લોહ ગોળો પ્રભુના ઉપર છોડી મૂક્યો પણ કરુણાસાગર પ્રભુ, કરુણા ભૂલી જવા તૈયાર ન થયા

જો પ્રભુએ નિર્દય દષ્ટિથી એક પલકારો માર્યો હોત તો તેને એક પળમા તેમણે સરખો કર્યો હોત પણ જ્યા કરુણા એ જ અતરનો નાદ હોય ત્યા એ દૃષ્ટિ કેમ થાય? આમ કરતા સગમદેવ ફાવી ન શકયો, ત્યારે તે બહુ ગભરાયો, ને વિચારમા પડી ગયો કે કયી રીતે આ માનવ પ્રાણીને હફાવવો? આખરે તેણે નિશ્ચય કર્યો કે ગમે તેમ હોય, પણ માનવ પ્રાણીને મુઝવણમા નાખનાર એક અનુકૂળ મોહ, માગ દેવ છે, તે જરૂર તેને હરાવશે

સંગમદેવનો અનુકૂળ ત્રાસ—આથી તેણે કામદેવની સેના તૈયાર કરી વસત ઋતુ આવે ને જેમ વૃક્ષો પ્રફુલ્લિત થાય, તેમ એ મહાવીર યોગીની આસપાસ આખું વન ખીલી નીકળ્યુ આમ્ર, પુન્નાગ, નાગ, ચપક, અશોક, પાટલ, સસછદ વગેરે વૃક્ષો ને નાની નાની લતાઓ ખશઓ

ર્વાનલને શુ કરે ? જે કામદેવના દૃષ્ટિ સપાતથી હરિ–હર –બ્રહ્મા જેવા મહા પુરુષો ગુલામ બન્યા છે, તે કામદેવ ને કામદેવનો ઉત્પાદક સગમદેવ આજે એ યોગી–આત્મા આગળ ગુલામ થાય છે, ને હતાશ બને છે આખરે ગર્વથી ઉદ્ધત થયેલો દેવ પોતાની ઉદ્ધતાઈ માટે નાસાપાસ થઈ ચાલ્યો જાય છે.

આમ પ્રભુ માટે અનેક વખત સુખરૂપ કે દુ ખરૂપ, પ્રિય કે અપ્રિય પ્રસગો ઉભા થાય છે, પણ પ્રભુ ધર્ય ને શાંતિથી એ પ્રસગોને વટાવી જાય છે જેણે જીવન સાથે હર્ષ કે શોક, ક્લેશ કે રાગનો સબધ ગણ્યો નથી, એમાથી એક થવાનો જ્યારે ત્યારે પ્રસગ તો હોય, પણ એ એકને અતરમા પ્રભુ ઉત્પન્ન થવા દેતા નથી.

**જીર્ણ શેઠની ભાવના**—આમ જીવન વ્યય કરતા એક વખત પ્રભુ વિશાલા નગરીની બહાર ઉદ્યાનમા આવે છે, જ્યા પ્રભુ પ્રતિમા ધરી ઉભા છે તે વાર્તા વિશાલા નગરીમા પ્રસરે છે ત્યા જિનદત્ત શ્રાવક વસે છે, જે ઘણો શ્રદ્ધાળુ ને પરમભક્ત છે જેની પાસે વૈભવ હતો, પણ આજે નાશ થયો છે, તેથી જીર્ણ શ્રેષ્ઠી તરીકે તે ઓળખાય છે 'આ પ્રભુ છે, પણ છદ્મસ્થ છે, ને છેલ્લા તીર્થંકર છે,' એમ ખબર હોવાથી તે પ્રભુ પાસે આવે છે, ને સ્નેહપૂર્વક દર્શન ભક્તિ વગેરે કરી કહે છે કે 'હે પ્રભો! મારે ત્યા પારણા માટે આપ પધારો તો ઘણું સારૂ આપના પુનિત પગલા મારે ત્યા થાય તો–હું ઘણો ભાગ્યશાળી થાઉં.

કરતા વાયુની જેમ ચાલી ગયા આમ છદ્મસ્થા ભાવે અનુકૂળ તેમ પ્રતિકૂળ પરિષહ સહતા--પ્રભુ મહાવીર, કેવળ-જ્ઞાન ન થયુ ત્યા સુધી તપશ્ચર્યા કરતા હતા

**મહાવીરને ગોશાલકનો ભેટો**--પ્રભુ મહાવીર જે દીક્ષા લેઇ ચાલી નિકળ્યા, તે ચાતુર્માસ દરમિયાન અર્ધ માસક્ષમણ તપ કરતા અસ્થિકગ્રામ બહાર રહ્યા બીજા ચોતુર્માસ દરમિયાન પ્રભુ માસમાસક્ષમણ તપ કરવા લાગ્યા તે વખતે પ્રભુ રાજગૃહની બહાર નાલદા પ્રદેશમા જ્યા વણકર શાળા હતી, ત્યા રહ્યા તે વખતે ગોશાલામા જન્મેલ ગોશાલક નામે વ્યક્તિ વર્ષાકાલમા ચાતુર્માસ રહેવા માટે જગ્યા શોધતી આ વણકર શાળામા આવી, ને અન્ય સ્થળે સ્થાન ન મળવાથી ત્યાજ રહી ગોશાલક પ્રભુ મહાવીર કોણ છે, તે જાણતો નહોતો ગોશાલકને મખલી પિતા ને માતા ભદ્રા હતા, પણ પોતે યુવાન થતા એથી જૂદો પડી મખ (ચિત્રો બતાવવાની પ્રવૃત્તિ)નો ધધો કરતો। માસક્ષમણના પારણે મહાવીર ભ્રમણ કરતા વિજય ગૃહસ્થના ગૃહે આવ્યા વિજય પ્રભુને જોતાં હર્ષથી છલકાઇ ગયો ત્રિવિધ સેવા સાથે ત્રિયોગની શુદ્ધિથી વિજયે પ્રભુને ચારે આહારે પ્રતિલાભ્યા દાન, દાતા, ને પાત્ર ત્રણે શુદ્ધ હોવાથી આકાશથી પચ દિવ્યો થયા. લોકોમા વાર્તા પ્રસરી ગોશા-લકને કર્ણે એ હકીકત આવી તે ઘણો ઘણો વિસ્મિત થયો તેણે તે પ્રત્યક્ષ જોયુ, ને વિચાર્યું કે "આ કોઇ મહા પુરુષ છે સપત્તિ, વિભૂતિ જે દુનિયા ચાહી રહી છે, તે સર્વ આ પુરુષ પાસે રહી છે ઇષ્ટ એ છે કે હુ તેઓનો શિષ્ય થાઉ" એમ વિચારી જ્યા મહાવીર તતુશાળામા

પ્રભુ સાથે તે છ વર્ષ રહ્યા, દરમિયાન તેણે સત્ય કે સત્ય જ્ઞાન મેળવવા પ્રયત્ન કર્યો નથી, તેમ તેને શ્રમ્ય-ત્વની પણ ઝાંખી થઈ નથી, પરન્તુ તેના દિલમાં અભિલાષા કોઈ જૂદી જ હતી તેનું હૃદય ઐશ્વર્ય કે વિભૂતિઓને શોધતું હતું

**ગોશાલક સાથે પ્રભુનો વિહાર**—પ્રભુ ગોશાલક સાથે વિહાર કરતા એક વખતે કૂર્મગ્રામ તરફ જતા, માર્ગમા તલનો છોડ આવ્યો ત્યારે ગોશાલકે પ્રભુને પૂછ્યું કે "હે ભગવન્! આ તલનો છોડ થશે કે નહિ?" પ્રભુએ કહ્યુ કે "એ તલનો છોડ થશે" ત્યારે ફરી તેણે કહ્યુ કે "આ ફૂળના જીવ છે તે કયા જશે?" ત્યારે મહાવીરે કહ્યુ કે "તે સાત પુષ્પો છે, તે સાત તલ થશે" આમ વાર્તા કરી બન્ને ચાલ્યા જાય છે, ત્યારે ગોશાલકે વિચાર્યું કે "મહાવીર ખોટા કા ન થાય?" તેથી મહાવીરથી તે ધીમે ધીમે પાછળ રહી છોડ પાસે આવી તેણે છોડ ઉખેડી નાખ્યો. ત્યાથી પાછો ઉતાવળથી, મહાવીર સાથે તે મળી ગયો ગોશાલક દિલમાં મલકાતો કે હવે છોડ શી રીતે થશે? કારણ કે મહાવીરને ખોટા પાડવા મે મારૂ બનતુ કર્યું છે પાછળથી બન્યુ એમ, કે શરદ ઋતુ હતી, ને આકાશમા દિવ્ય વાદળાઓ થયા તે વાદળાઓ ધીમે ધીમે જોઈતા પ્રમાણમા વર્ષ્યા જેથી તે છોડ હતો ત્યા મૂળ સ્થાને ચોટી ગયો ને પુષ્પો ખરી એક સળીમા તલ થયા

**વશિકાયન તપસ્વીનો ક્રોધ**—પ્રભુ ગોશાલક સાથે રહ્યા, ત્યાં સુધી લાભાલાભમા, સુખદુ:ખમા, સત્કારાસત્કારમા

નહિ તો મારી કયી સ્થિતિ બનત? ત્યા તેને અનુભવ થયો કે, શું માનવ જાતિમા આવી શક્તિ હોય છે? જો હોય તો આવી શક્તિની ઘણી જરૂર છે કારણ કે પ્રસગ પડતા અથવા ખરી મુશ્કેલીની વખતે તે શક્તિ ઉપયોગમાં આવી શકે! આથી તેણે પ્રભુને પૂછયુ કે, "એ તેજોલેશ્યા કેમ મળી શકે?" પ્રભુએ કહ્યુ કે એ શક્તિ મેળવનાર મનુષ્યે છ માસ સુધી છઠ છઠ તપ કરવો જોઈએ સૂર્ય સામા તેણે ઉભા રહેવું જોઈએ પારણાના દિવસે આગલીઓથી મૂઠી વાળી શકાય, તેમાં જેટલા અડદ બાકલા સમાય તેટલો આહાર તેણે કરવો, ને ઉપર આગલુ પાણી પીવુ એથી છ માસ થતા થતા, તે શક્તિ તેને પ્રાપ્ત થાય છે ગોશાલકે એ બધી હકીકત મનમા ધારી લીધી

ત્યાર પછી પ્રભુ જ્યા જવાના હતા, ત્યા ગયા પછી પાછા વળતાં, જે રસ્તાપર તલનો છોડ ઉખેડી નાખ્યો હતો ત્યાં ગોશાલક સાથે આવતા હતા ત્યારે ગોશાલક મહાવીરને ખોટા પાડવાનો વિચાર કરતો હતો, કે હવે તે જગ્યા આવશે, ને તલનો છોડ નહિ થયો હોય, એટલે જરૂર મહાવીર જૂઠા ઠરો. એમ ધારી તેણે મહાવીર સાથે વાર્તા શરૂ કરી કે "હે ભગવન્! તમો કહેતા હતા કે તે તલનો છોડ થશે, પણ જુઓ તો ખરા કે તે તલનો છોડ નથી થયો" મહાવીરે કહ્યું કે "હે ગોશાલક! તમે મારાથી તે વખતે જુદા પડી મને જુઠા પાડવા તલનો છોડ કહાડી નાંખ્યો હતો પણ હે ગોશાલક! પાછળથી ત્યા દિવ્ય વર્ષાદ થયો, ને તે તલનો છોડ હતો ત્યા પાછો સજ્જડ થયો.

સામે વીગતા પ્રભુને લગભગ સાડાબાર વર્ષને એક પક્ષ થવા આવ્યો એક વખતે પ્રભુ જ્ભિકા ગ્રામ નગરની બહાર ઋજુવાલિકા નદીના કિનારા ઉપર છઠ ઉપવાસના તપ સાથે ધ્યાન કરતા હતા બે જાનુ (ઢીંચણ) ઊંચા ને મસ્તક બે જાનુ વચ્ચે તલ્લીન નીચે ઢાળી પ્રભુ શુકલધ્યાનમાં તલ્લીનતા અનુભવતા હતા એ વખતે વૈશાખ શુકલ દસમી હતી સુવ્રત દિવસ હતો, વિજય મુહૂર્ત હતુ, પ્રહર દિવસ શેષ રહ્યો હતો પ્રભુએ તે વખતે અપૂર્વ–પૂર્વે કયારે પણ નહિ મેળવેલ શ્રેણી ઉપર પ્રવેશ કર્યો વિજયનો નાદ થયો મોહરાજાનાં એક પછી એક શસ્ત્રો તૂટવા લાગ્યા અજ્ઞાન, કષાયના વૃક્ષો મૂળ સાથે ઉખડવા લાગ્યાં મૂલ શુદ્ધ, સ્વચ્છ, નિર્મલ પ્રાપ્ત થતા સંપૂર્ણ સમગ્ર આવરણ રહિત કેવલજ્ઞાન, કેવલદર્શન ને કેવળશક્તિ પ્રભુ પામ્યા જીવનનો સંપૂર્ણ ઉલ્લાસ–સંપૂર્ણ વિકાસ ને જીવનની પરાત્પર (ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ) સંપૂર્ણ લક્ષ્મી જે આજસુધી અદૃશ્ય હતા તે પ્રભુ પાસે આવી ઉભા રહ્યા, પ્રભુને ભેટી પડયા અનવધિ આનંદની રેલમછેલ ઉભરાઈ રહી અખૂટ શાશ્વત સત્ય સુખ આંતર ને બહાર છવાઈ ગયુ પ્રભુ સંપૂર્ણ પ્રભુ થયા

---

આ લોક શાશ્વત છે કે અશાશ્વત છે ? બીજુ કાંઈ નહિ પણ એમા ખરૂ શુ ને ખોટુ શુ ? જમાલિ આ સાંભળી વિચારમા પડી ગયો ને ગભરાઇ ગયો કે મારે હવે એમાથી એક શુ કહેવું ? તે ત્યાં સ્તબ્ધ બની ગયો. શ્રી મહાવીરે કહ્યુ કે હે જમાલિ! મારા ઘણા શિષ્યો છદ્મસ્થ છતાં આ પ્રશ્નોનો ઉત્તર આપવાને સમર્થ છે. પણ તે છતા તારી માફક કેવળીનું બિરૂદ ધરાવવાને ખુશી નથી પછી શ્રી મહાવીરે એ પ્રશ્ન સબધી ઘણી વાર્તા કરી પણ જમાલિને બીલકુલ સારૂ લાગ્યુ નહિ વિશેષમા ઘણો કલેશ ને અસતોષ ઉપજાવી ત્યાથી જમાલિ પોતાની ઇચ્છાનુસાર ચાલી નિકળ્યો આમ કલેશ કરી જમાલિ હમેશને માટે શ્રી મહાવીરથી જૂદો પડી ગયો, એટલું જ નહિ પણ ત્યાર પછી મહાવીરને માટે મહાવીરના વિચાર-સિદ્ધાન્ત માટે ને મહાવીરના શાસન માટે જમાલિ પાકો વિરોધી થયો મહાવીર ક્યા ક્યા ને કેવડી કેવડી ભૂલો કરે છે એ લોકોની આગળ કહેતાં જરાપણ શરમ કે આંચકો તેનાં હૃદયને લાગતો નહિ આવી ચતુરતા કરી કુશિષ્યતા દર્શાવવા મહાવીર પ્રભુના એટલા બધા શિષ્યોમાંથી કોઇએ હિમ્મત કરી હોય તો જમાલિએજ કરી દીક્ષિત થતી વખતનો ક્યા તેનો વૈરાગ્ય ને ક્યાં તેની પરમ ભક્તતા, ને બીજી બાજુએ ક્યા તેની મહાવીરના સત્ય વિચાર સાથે વિરૂદ્ધતા ને કલેશ! સપૂર્ણ નિર્દોષ ને સપૂર્ણ વીતરાગ શ્રી મહાવીરના જીવન સાથે જમાલિએ જે સ્પર્ધા કરી તે આજે પણ કોઈપણ વિચારકના હૃદયને તાજુબી કરાવે તો કાંઈ નવાઈ નથી

ઈન્દ્રભૂતિ ભિક્ષા લેવાને નગરમા જાય છે ત્યા લોકોના મુખથી તેણે ગોશાલકની સર્વજ્ઞતાની વાર્તા સાંભળી ઈન્દ્રભૂતિએ પાછા આવીને તરત જ પ્રભુને પૂછયું શ્રી મહાવીરે તેને હનો તેવો ણુલ્લો પાડયો એ વાર્તા ગોશાલકને કાને પડતા આતપભૂમિમા તપ કરતો હતો ત્યાથી ન કલેશ કરતો તે હાલાહલા કુભારણને ત્યા જાય છે, અને સઘને ભેગો કરે છે એકદમ તે મિજાજ ખોઈ વિચાર કરતો હોય છે તે વખતે અચાનક આનદ સ્થવિરને ભિક્ષા લેવા જતા જોઈ તેણે તેમને બોલાવ્યા ને કહ્યુ કે હે આનદ! તમો અહીં આવો.

આનદ સ્થવિર સાથે વાર્તા—શરૂઆતમા આનદ સ્થવિરને તેણે ધમકી આપી પછી તેણે કહ્યુ કે હે આનદ! તારા ધર્માચાર્ય મહાવીર મારી પાછળ પડયા છે ને મારૂ ખરાબ બોલે છે, પણ હુ કહું છુ કે તેનુ પરિણામ બહુ સારૂ નહિ આવે જેમ એક સર્પે પેલા લોભી વાણીયાઓને બહુ પાછળ પડવાથી માત્ર આંખના અગ્નિથી ભસ્મ કરી નાખ્યા તેમ હું તારા ધર્માચાર્યને મારા તપના તેજથી બાળીને ભસ્મ કરી નાખીશ હે આનદ! હુ તે વાણીયા અને સર્પની હકીકત કહું તે સાભળ. કેટલાક વાણીયાઓ એકત્ર થઇ ધનને પેદા કરવા ઘણા દૂર જતા હતા તેઓએ સાથે ઘણું ભોજન અને જલ લીધુ હતું પણ માર્ગ લાંબો હોવાથી ને ઘણા મનુષ્યો ને પશુઓ હોવાથી જલ ખૂટી ગયું તેઓએ વિચાર્યું કે પાણી હવે ક્યાથી લાવવુ? એકત્ર થઈ તેઓએ વિજ્ઞાનના અભ્યાસને લીધે અનુમાન કર્યું કે જ્યા ઝાડી કે ડુગરા હોય ત્યા પાણી મળે હવે—બનવા જોગ છે ને તેઓને

એકદમ ભસ્મ કરીશ, માટે જલદી તું ત્યા જા ને મહાવીરને કહે

આનંદ સ્થવિર આ વાર્તા સાભળતા એકદમ ચમકે છે ને મહાવીર પ્રભુ પાસે આવી કહેવાની શરૂઆત કરે છે, ત્યાં તો ગોશાલક એકદમ પોતાના સઘ વૃદ સહિત ધમાલ કરતો પ્રભુના સમવસરણુમા આવી પહોચે છે ને શ્રી મહાવીર પ્રભુને કહે છે કે હે કાશ્યપ! તમો મને ગોશાલક–મખલિ પુત્ર તરીકે આળખાવો છો તે ઠીક જ છે પણ હું તે નથી કારણ કે આ તો તેનું શરીર છે તે વાર્તા તદ્દન સાચી છે પણ તેમ થવામા કારણ છે

ગોશાલક પોતાની જાતને ઢાંકે છે ને પોતાનો સિદ્ધાન્ત આગળ કરે છે—હવે આ જગાએ ગોશાલક પોતની વિદ્વત્તા બતાવે છે તે કહે છે કે હે કાશ્યપ! મખલિ પુત્ર ગોશાલક જે તમારો શિષ્ય તે તો અહીંથી કાળ કરી કોઈપણ દેવલોકમા ગયો છે, ને હું ઉદાયી તેનું શરીર સારૂ ને બલયુક્ત જાણી તેમા પેઠો છુ અમારા સિદ્ધાન્ત પ્રમાણે જેઓને મોક્ષે જવુ હોય તેઓ બધા આમ કરે છે; એટલે કે તેઓ ચોરાશી લાખ મહા કલ્પ, સાત દિવ્ય, સાત સયુથ ને સાત સ જ્ઞી ગર્ભના ભવ કરે છે સાતમા સ જ્ઞી ગર્ભમાં રહી સાત વખત શરીર બદલો (પરિવર્ત–પરિહાર) કરે છે આમ થાય તો મોક્ષ મળે છે - ચોરાશી લાખ મહાકલ્પનો હિસાબ આ પ્રમાણે છે ધારો કે એક ગ ગાનદી પાચસો ધનુષ્ય ઊ ડી છે, તેને સાતગણુા કરો તો મહાગ ગા થાય છે, તેને સાતગણુા કરો તો સાદીન ગંગા થાય છે.

ઘણું દૃઢ જબરદસ્ત ને દુખને સહન કરનાર હતુ, તેથી હુ તેના શરીરમાં આવ્યો છુ પણ હું તમો જે કહો છો તે મખલિપુત્ર ગોશાલક નહિ હુ પહેલા શરીરમા ૨૨ વર્ષ, બીજામા ૨૧, ત્રીજામા ૨૦, ચોથામા ૧૯, પાંચમામાં ૧૮, છઠ્ઠામા ૧૭ વર્ષ રહ્યો, ને આમા હુ સોળ વર્ષ રહેવાનો છુ. ગોશાલકનુ આ શરીર છે, એમ ધારી ભલે તમો મને ગોશાલક કહો, પણ હુ તે નથી જ

**શ્રી મહાવીરે ઉઘાડો પાડયો.**—શ્રી મહાવીર સંપૂર્ણ ત્રિકાલદર્શી ને ત્રિકાલજ્ઞાની હતા તેમની આગળ ગોશાલક પોતાને છુપાવવા ચાહતો હતો પણ સંપૂર્ણ પ્રકાશ હોય ત્યા છાનુ કેમ રહે? શ્રી મહાવીરે કહ્યું કે હે ગોશાલક! જેમ કોઇ ચોર પોતાની પાછળ આખુ ગામ આવે છે જાણી છુપાવા ચાહે, પણ સ્થાન ન મળતાં, એક ઘાસના તૃણુથી શરીરને ઢાંકે, તેમ તુ અમારી આગળ પોતાને ઢકે છે પણ એ છાનું નહિ રહી શકે એટલે કે અંદરમાં રહેલ તું ઉદાયી છું ને બહાર ગોશાલકનુ શરીર છે એમ બે જે જણાવે છે, તે તદ્દન અસત્ય છે

**ગોશાલકનો ક્રોધ**—આમ ગોશાલક સાભળતા જ અતિશય ક્રોધમા આવી ગયો, ને જેમ કોઈ નાદાન મનુષ્ય ગાળો આપે, તેમ મહાવીરને ગાળો દેવા લાગ્યો મહાવીરનો આખો સઘ આ જોઇને તદ્દન સ્તબ્ધ થઇ ગયો "કોઈ પણ ન બોલશો" તેમ સૌને કહી દીધું હતુ, પણ આવી નિંદા સર્વાનુભૂતિ શિષ્ય સહન કરી શકયો નહિ પ્રભુ પ્રતિ બેહદ પ્રેમ જેના હૃદયમા ઉછળતો હતો, તે એકદમ ગોશા-

ઊઠયો આખા શરીરમા ખણુજ થઈ તે શરીરમા બે હાથે વલુરવા લાગ્યો ને પગ પછાડવા લાગ્યો. છતા મોઢેથી દમ મારી તે મહાવીરને કહે છે કે "હે કાશ્યપ! હવે તુ આ દુનિયામા નથી આ મારા તપના તેજથી તુ છ માસમાં છદ્મસ્થ ભાવમા પિત્ત જ્વરથી મરી જઈશ" પ્રભુએ કહ્યું "હે ગોશાલક! હું હજી સમર્થ હસ્તીની માફક આ દુનિયામાં વીતરાગ સર્વજ્ઞની સ્થિતિએ સોળ વર્ષ સુધી વિચરીશ તારો તપઅગ્નિ મને કાંઈ કરી શકશે નહિ પણ તુ પોતે તારા પોતાના અગ્નિથી પીડા પામી પિત્તજ્વરથી સાત રાત્રિમા મરી જઈશ" ગોશાલક પોતાના અગ્નિની પીડા પામતો રીબાતો સુખરહિત ઉભો છે ત્યારે બધા સાધુઓ તેને ધર્મ સબધી અનેક પ્રશ્ન પૂછે છે, પણ તે કાંઈ કહી શકતો નથી, તેમ તે કાંઈ ઉત્તર આપી શકતો નથી એટલે તેના સ્થવિરો તેને છોડી કેટલાક ચાલ્યા જાય છે ગોશાલક પણ વીલુ મોઢું કરી પોતાના સ્થાન ભણી જાય છે તેની ઈચ્છા મહાવીરને તદ્દન માફ કરવાની હતી, તે તો અર્થ સર્યો નહિ, પણ ઉલટો પોતે ભરાઇ પડયો લોકો વાતો કરે છે કે બન્ને જિનો લડે છે ને એક બીજા એક બીજાને મરી જવાનુ કહે છે! તેમા સત્યવાદી કે મિથ્યાવાદી કોણ હશે એમ જાણવાને ક્ષણુ-ભર લોકો લલચાય છે તેમા સત્યપ્રવાન લોકો હોય છે, તે કહે છે કે મહાવીર તદ્દન સત્યવાદી છે

ગોશાલકનું મકાન ઉપર આવવું ને પીડાનુ સહવુ —હવે ગોશાલક પોતાના મકાન ઉપર કુભારણને ત્યા આવે છે શરીરમાં અતિશય ગરમી-દાહ થાય છે તેટે

ઘાસ ઉપર સૂઈ રહે ત્યાર પછી છ માસની છેલ્લી રાત્રિએ તેની સમક્ષ બે દેવો હાજર થાય છે તે બે દેવો પોતાના ભીના હાથે કરી તેના શરીરને સ્પર્શે તે વખતે તે વ્યક્તિ તે સ્પર્શને સારો માને, તો તેની ક્રિયા વિષરૂપે પરિણમે છે પણ તે સ્પર્શને ઉદાસીન ભાવે જતો કરે, તો તેના શરીરમાથી આપોઆપ અગ્નિ ઉત્પન્ન થાય છે, ને તે તે અગ્નિથી આમ ( બીજા કોઈથી મૂક્યા સિવાય ) આપોઆપ ભસ્મ થાય છે આમ જે ગોશાલક કહેતો હતો તે પોતાનુ માહાત્મ્ય વધારવાને જ કહેતો અને પોતે એમ ધારતો કે તેમ મારા માટે થાય

અયંપુલ શ્રાવકનો ગોશાલક ઉપર પ્રેમ —ગોશાલક આમ દાહને લીધે, જે કાંઈ સ્વચ્છદ ભાવે કરતો, તેમા તેના સેવકો–સ્થવિરો ભૂલ જોતા નહિ, પણ ઉલટો તેનો મહિમા વધારવાને તેઓ ધર્માધપણે તે સ્વચ્છદને યોગ્ય ભાવે સ્વીકારી લેતા એક વખત આ સ્થિતિથી તદ્દન અજાણ અયપુલ શ્રાવક ત્યા શ્રાવસ્તીમા હતો તેને રાત્રિમા કારણસર વિચાર થયો ને તે બીજે દિવસ સવારે જયા મખલિપુત્ર– પોતાના ધર્માચાર્ય ને ધર્મગુરુ છે ત્યાં આવે છે તે શ્રાવકને મખલિ પુત્ર માટે ઘણુ માન ને બેહદ પ્રેમ છે તેને ખબર નથી કે શા માટે આમ તેના ગુરુ કરે છે ગોશાલક જ્યા કેરી ચૂસે છે, નૃત્યગાન કરે છે ને કુભારણને પ્રણામ કરે છે ત્યા શ્રાવક આવે છે ને ઉપર પ્રમાણે જુએ છે ત્યા તે એકદમ શરમાઈ પાછો ફરે છે ત્યા ગોશાલકના સ્થવિરો અયંપુલને પાછા જતા–જોઈ બોલાવે છે ને કહે છે કે હે

ને સુંદર પાલખીમાં ભવ્ય આડંબર ને દબદબા સાથે લેઈ જજો લેકોમા દરેક રસ્તા ઉપર ખબર કરશો કે આ મહાન પુરુષ ગોશાલક*, જિન. સર્વજ્ઞ, છેલ્લા તીર્થંકર, સિદ્ધ થયા આમ ગોશાલકના કથનને તેઓ બધા ઝીલી લે છે ને કબૂલ કરે છે, પણ સાતમી રાત્રિ આવતા ગોશાલકને શુદ્ધ બુદ્ધિ થાય છે ને સમ્યકુત્વ આવે છે, ત્યારે તે પોતાને મહાવીરને સાચા લેબાસમાં જુએ છે પોતે ખરાબ, અસત્યવાદી, શ્રમણોનો ઘાતક, મહાવીરનો કટ્ટો શત્રુ પોતાને ગણે છે ને મહાવીરને સત્યવાદી ને સર્વજ્ઞ તેમજ સપૂર્ણ ગુણવાળા માને છે તે વખતે તે પોતાની જિંદગી ખલાસ થતા પહેલા ફરીથી સ્થવિરોને બોલાવે છે ને કહે છે કે હું તમોને કહું તેમ તમારે કરવું પણ પહેલા તમો શપથ લો તો કહું ત્યારે તેઓ શપથ લે છે પછી ગોશાલક કહે છે કે હું મરી ગયા પછી મારા શરીરને તમો ડાબા પગે દોરડી બાધજો મારા શરીરને આખી શ્રાવસ્તીમા દરેક રસ્તે ને ચોકમા ઘસડજો ને ઉપરાત મુખમાં થૂંકજો અને શહેરની સર્વ જગાએ કહેજો કે—આ ગોશાલક સાધુઓનો ઘાતક, મહાવીરનો અવર્ણવાદક છદ્મસ્થભાવે મરી ગયો છે આમ ગોશાલક કહી રહે છે ત્યાં તેની જિંદગી ખલાસ થાય છે

---

* ગોશાલક એકદર કેટલાં વર્ષ જીવ્યો, -તે ચોકસ નીકળતું નથી પણ જ્યારે તે શ્રી મહાવીર પાસે દીક્ષિત થયો ત્યારે તે યુવાન હતો દાઢી, મુચ્છ, મસ્તક મુડાવીને તે ગયો હતો તે વખતે અઢારથી પચીસ વર્ષ અદર લગભગ હોય, ચોવીશ વર્ષની તેની દીક્ષા હતી એટલે પીસ્તાલીશથી-પચાશ વર્ષ સુધીની તેની વય હોય

બાગમા અવ્યા એ શહેરમાથી અનેક લોકો દર્શનાર્થે આવ્યા મોટી પર્ષદ થઇ આકાશમાના અનેક દેવ દેવીઓ પણ આવ્યા હતા પ્રભુએ એ પર્ષદ મધ્યે મોટુ વ્યાખ્યાન કર્યું. લોકો ને દેવો સર્વ ચાલ્યા ગયા, ત્યાર પછી એકદમ ધારી ન શકાય તેમ પ્રભુના શરીરમા મહા ભયકર પિત્તજ્વર ઉત્પન્ન થયો એ અતિશય આકરો અને અસહ્ય ઉપદ્રવ શરીર ઉપર આવી પડયો બાગમા થયેલો સુદર છોડ, જેમ ખરાબ પવનથી ચીમળાઈ જાય, તેમ આ શરીરને સજ્જડ આઘાત થયો અશાતાનો સખ્ત ઉદય થયો. મલત્યાગ કરતા એકલુ માત્ર લોહી પડવા લાગ્યું આ સબધી સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા—સર્વને, દેવોને, ને ઈતર જનોને ખબર પહોચી ગઇ જેઓ સપૂર્ણ રાગી ને પ્રેમી હતા, તેઓ સર્વમાં આ હકીકતે ઘણી ગમગીની ફેલાવી ઈતર લોકોએ વાર્તા ફેલાવી કે જે ગોશાલકે મહાવીર ઉપર તેજોલેશ્યા મૂકી હતી, તે હવે બરાબર લાગી છે, તો હવે મહાવીર જરૂર છ માસમા ખલાસ થઈ જશે આમ વાર્તા ફેલાવાથી પરિણામ એ આવ્યુ કે એ ઉદ્યાનથી કેટલેક છેટે એક વિશાલ વન હતું, તેની પાસે ખુલ્લા તડકામા પ્રભુના એક શિષ્ય સિહ અનગાર સૂર્યના આતપ સહતા હતા, તેની પાસે એ વાર્તા ગઈ એ હકીકત સાભળતા જ એ અનગારે માન્યુ કે શું મહાવીર આમ છદ્મસ્થાવસ્થામા છ માસમાં ખલાસ થઇ જશે? જો એમ થાય તો લોકમા ઘણું હાસ્ય થશે. એટલુ' જ નહિ પણ જે મહાવીર આજ સુધી જગતમા ત્રિકાલજ્ઞાની ગણાતા હતા, તેમની હવે જ્ઞાની તરીકેની ખ્યાતિ ખોટી ગણાશે આમ વિચાર કરી હૃદયનાં દર્દને ખાલી કરવાને ...

આણીમાં જઈ પ્રભુના પ્રેમની ખાતર એ અનગારે પુષ્કળ રોવા
માંડયું હૃદયમાં દુઃખ થયેલું હતું તે કોઈ જોતે ખાતી થય
તેમ ન હતું સિંહને આમ દુઃખી થતાં જાણી વત્સલ પ્રભુએ
કેટલાક શિષ્યોને તેડવા મોકલ્યા. તેઓએ સિંહ અનગારને
ખબર આપી ને આવવા કહ્યું સિંહ અનગાર પ્રભુ પાસે
આવે છે પ્રભુએ તેને ખબર કરી, હે સિંહ ! તમો શકશો
નહિ હું ગોશાળકની તેજોલેશ્યાથી મરીશ નહિ હું હજી સાડા
પંદર વર્ષ કેવળ પર્યાયમાં વિચરીશ. સિંહ ધીમેથી બધા બા
ભળતી સુધી થયા પણ આ રોગ મટે શાથી એમ જાણ
વાન એ સહજ છે મહાવીરે કહ્યું કે "હે સિંહ ! આ
શહેરની અંદર રેવતી ગાથાપત્ની રહે છે ત્યાં તમો જાઓ
ત્યાં તેમણે મારા સારૂ ભોજન કર્યું છે તે તમે નહિ લેતા,
પણ ગઈ કાલે જે ભોજન કર્યું છે તે તમો લાવીને તે
તમોને આપશે." સિંહ કબૂલ કરી ચાલ્યા રેવતીને ત્યાં તે
આવે છે તેમણે પ્રભુના કહેવા પ્રમાણે ત્યાં કહ્યું ત્યારે તે
સ્ત્રીએ તે ભોજન જેટલું હતું તેટલું ઘણા પ્રેમથી ને ઘણી
આદરથી સિંહ અનગારના પાત્રમાં પ્રતિલાભ્યું સિંહ અનગારે
તે શુદ્ધ ભોજન પ્રભુના હસ્ત સંપુટમાં અર્પ્યું પ્રભુ તે
ભોજન અનાસક્તપણે આહારી ગયા. શરીરમાં ભોજન જતાં
જે રોગ મહા દુઃખરૂપ હતો તે તરત નાશ પામે છે અગ્નિ
ઉપર જેમ પાણી પડે ને શાન્ત થાય, તેમ રોગ સર્વ શાન્ત
થયો. શરીર હતું તેવું આનંદમય થયું આમ શરીર તદ્દન
પ્રફુલ્લિત થયું જાણી સાધુ સાધ્વી સર્વ સંઘ ને અસુર
સુર ને મનુષ્યોથી આસ પાસ લોક ખુશી થાય છે, ને

હર્ષ પામે છે[1]

વસ્તુ એ છે કે સંપૂર્ણ જ્ઞાનીઓ કે અર્હન્તોને આવી અશાતા કયારે પણ થતી નથી, છતાં અશાતા થઇ આવી તે એક મહદાશ્ચર્ય જણાય છે

શ્રી મહાવીરે ઇન્દ્રભૂતિ આદિ ગણધરોને સર્વ સાધુઓની સુપ્રત કરી હતી તેમ સર્વ સાધ્વીઓ ચંદનાર્યા પ્રવર્તિનીને સોંપ્યાં હતા સર્વના મુખ્ય નિયામક પ્રભુ મહાવીર હતા. તેઓ સર્વ પોતપોતાના ઉપરિની આજ્ઞા નીચે બરાબર ચાલતા હતા સાધુઓ ચૌદ હજાર ને સાધ્વીઓ છત્રીશ હજાર હતા. છતા તેમાના એક પણ પોતાની ઇચ્છાવશ ચાલતા હોય તેમ નહોતુ તેઓ સર્વ એટલા બધા વિનયી, નમ્ર ને સજજ હતા, કે તેઓ ક્યારે પણ પોતાના ઉપરિ પ્રત્યે અવિવેક-ભર્યું વર્તન કરતા નહિ છતા મહાવીર તેઓની ઉપર પૂરતી સભાળ રાખતા ને કહેતા કે ખરેખર નિર્ગ્રન્થ નિર્ગ્રન્થીઓએ પોતાની ઇચ્છાવશ નહિ ચાલવુ જોઇએ. તેઓએ ગમે તે ભોગે પોતાનો અભિપ્રાય (છદ) રોકવો જોઈએ વળી તેઓથી કહેતા કે આ સસાર સમોહ રૂપ છે તેમાથી તેમણે બચી જવા અપ્રમત્ત-સ્વસ્થપણે રહેવું, પણ મુઝાવુ

---

૧ આ સ્થળે એટલુ જાણવુ જોઇએ કે ગોશાલકે શ્રી મહાવીર સાથે ઝગડો કર્યો અને મહાવીરને રોગ થયો તેની વચ્ચે છ માસનું અતર છે તેજોલેસ્યા મૂકી તેથી રોગ થયો એમ જણાતુ નથી, કારણ કે જ્યારે લેસ્યા મૂકી હતી, ત્યારે મહાવીર સલામત રહ્યા છે, ને ત્યાર પછી વિહાર કર્યો છે, ને કેટલાક વખતને અતરે મેંઢિક ગામે પ્રભુ પધાર્યા છે રોગ ૬ માસ રહ્યો તેમ પણ નથી, પણ કેટલાક દિવસ રહ્યો હોય એમ જણાય છે

હોય કે દેવેન્દ્ર હોય, પણ સૌ પ્રયાણ માર્ગમા બેઠા છે. પણ મહાવીરને સૌની જેમ જવાનુ ન હતુ સૌ જાય છે, પણ પાછા થાય છે, તેમ મહાવીરને હવે પાછા થવાનુ કે જન્મ લેવાનુ નહિ હતુ તે તો હવે મુક્તાત્મા થયા હતા, ને મુક્તાત્માની પંક્તિમા જવાના હતા જ્યારે તેમણે મોહનીય કર્મનો ક્ષય કર્યો, ત્યારેજ મુક્તાત્મા, સંપૂર્ણ સુખાત્મા, સહજાત્મા, તેઓ થયા હતા મોહ, કલેશ, ભ્રાન્તિ કે દુ ખના સર્વ ડાઘો એ અપૂર્વ વીર્યાગ્નિમા પ્રલય પામ્યા હતા, ત્યારે જ તેઓ મોક્ષે ગયા હોત, પણ આયુષ્ય કર્મ હોય, ત્યાં સુધી શરીર સંબંધ-બંધ છૂટી શકતો નથી. મુક્તાત્મા છતાં શરીરમા હોય ત્યા સુધી આયુષ્ય કર્મ ને તેને લીધે શરીર બંધ તેમણે સહવો જ રહ્યો આયુષ્ય કર્મ છૂટતા તે સંપૂર્ણ મુક્તાત્મા થઇ શકે છે એટલે પ્રભુને શરીર છૂટવાનો કે આયુષ્ય કર્મનો બંધ પૂર્ણ થવાનો સમય નજીક આવી ગયો છે, એ વાર્તા પ્રસરી ગઈ છે

હસ્તિપાલ રાજાનુ આમંત્રણ —હસ્તિપાળ રાજા ને ત્યાના અગ્રણીઓ પ્રભુને વિનવે છે કે હે પ્રભો! આપને આ છેલ્લુ ચાતુર્માસ છે, તો આપ હવે આ નગરમા રહી જાઓ અહીંથી આગળ જવાની મરજી ન કરો જ્યાં જશો ત્યા આપને આવતા વર્ષાકાલનો વખત ગાળવો પડશે, ને આપની ચાહના ક્યા સ્થલે નહિ હોય? આપ સાક્ષાત દેહધારી છતા પરમેશ્વર છો આ વિશ્વમાં સૌથી ઊંચામાં ઊંચી ને છેલ્લામા છેલ્લી ચાહના હોય તો પરમેશ્વરને ઓળખવા ને તેમની સેવા કરવી એ હોય છે ત્યારે તે પરમેશ્વ-

# પ્રકરણ સાતમુ

---

**ભગવતની છેલ્લી દેશના, પાંચમા છઠ્ઠા આરાના ભાવ**

અપાપાનગરીમા દેવતાઓએ સમોસરણ પ્રભુને દેશના દેવા માટે રચ્યુ પ્રભુ પોતાના આયુષ્યનો અત જાણી તેમા છેલ્લી દેશના આપવાને બેઠા પ્રભુને સમોસર્યા જાણી અપાપાપુરીનો રાજા હસ્તિપાળ ત્યા આવ્યો, અને પ્રભુને નમી દેશના સાભળવા માટે બેઠો દેવતાઓ પણ સાભળવાની ઈચ્છાએ ત્યા આવ્યા તે સમયે ઈદ્રિ આવી નમસ્કાર કરીને આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી

"પ્રભુ! ધર્માધર્મ એટલે પુણ્યપાપ વિના શરીરની પ્રાપ્તિ હોતી નથી, શરીરવિના સુખ હોતું નથી, અને સુખવિના વાચકત્વ હોતું નથી, તેથી અન્ય ઇશ્વરાદિક દેવ બીજાને શિક્ષા આપનારા શી રીતે થઇ શકશે? વળી દેહ વિનાના ઈશ્વરની આ જગત્ રચવામાં પ્રવૃત્તિજ ઘટતી નથી તેમજ સ્વતત્રપણાથી કે બીજાની આજ્ઞાથી તેમને જગત્ રચવાની પ્રવૃત્તિમા કાઈ પણ પ્રયોજન નથી હવે જો તે ઈશ્વર ક્રીડાને માટે આ જગત સર્જવા પ્રવર્તે તો તે બાળકની જેમ રાગવાન્ ઠરે અને જો કૃપાવડે સર્જે તો સૌને સુખી સર્જવા જોઈએ હે નાથ! દુખ, દરિદ્રતા અને દુષ્ટ યોનિમા જન્મ ઇત્યાદિ કલેશે કરીને વ્યાકુળ એવા લોકોને સર્જવાથી તે કૃપાળુ ઈશ્વરની કૃપાળુતા ક્યા રહી? હવે જો તે ઇશ્વર કર્મની અપેક્ષા ધરાવીને સુખી કે દુખી કરે છે એમ હોય તો તો તે પણ અમારી સરખો સ્વતત્ર નથી એટ...

અર્થાત્ તીક્ષ્ણ બુદ્ધિવાળાઓજ આપને દેવપણે ઓળખી શકે છે ”

આ પ્રમાણે સ્તુતિ કરીને હસ્તિપાળ રાજા વિરામ પામ્યો એટલે ચરમ તીર્થંકરે નીચે પ્રમાણે ચરમ દેશના આપી.–

“ આ જગતમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-એ ચાર પુરુષાર્થ છે, તેમાં કામ ને અર્થ તો પ્રાણીઓને નામથીજ અર્થરૂપ છે, પરમાર્થે અનર્થરૂપ છે ચાર પુરુષાર્થમા ખરી રીતે અર્થ રૂપ તો એક મોક્ષ છે, અને તેનુ કારણ ધર્મ છે તે ધર્મ સયમ વગેરે દશ પ્રકારનો છે અને સસાર સાગરથી તારનારો છે અનત દુઃખરૂપ સસાર છે અને અનંત સુખરૂપ મોક્ષ છે, જેથી સસારના ત્યાગનો અને મોક્ષની પ્રાપ્તિનો હેતુ ધર્મ વિના બીજો કોઈ નથી પાગળો માણસ પણ વાહનના આશ્રયથી દૂર જઇ શકે છે, તેમ ધનકર્મી હોય છતા પણ ધર્મનો આશ્રય કરવાથી તે મોક્ષે જાય છે.”

આ પ્રમાણે દેશના આપીને પ્રભુ વિરામ પામ્યા, એટલે હસ્તિપાળ રાજાએ પ્રભુને નમીને કહ્યુ કે–હે સ્વામી ! મે આજે સ્વપ્નામા અનુક્રમે હાથી, કપિ, ક્ષીરવાળુ વૃક્ષ, કાકપક્ષી, સિંહ, કમળ, બીજ, અને કુભ એ આઠ વાના જોયાં છે તો તેનુ ફળ શું થશે તે કહો ભગવન્! એવું સ્વપ્ન જોવાથી મને ભય લાગે છે આ પ્રમાણે હસ્તિપાળે પૂછ્યું, એટલે પ્રભુ બોલ્યા–“ હે રાજન્! સાંભળ

હવેથી ક્ષણિક સમૃદ્ધિના સુખમા લુબ્ધ થયેલા શ્રાવકો વિવેકની જડતાથી હાથી જેવા છતાં ઘરમા પડયા રહેશે, મહાદુઃખી સ્થિતિ અથવા પરચક્રનો ભય ઉત્પન્ન થશે તોપણ

તેમ પ્રાય પોતાના ગચ્છમા રહેશે નહીં તેથી બીજા ગચ્છના સૂરિઓ કે જેઓ વચના કરવા તત્પર અને મૃગતૃષ્ણિકા જેવા મિથ્યાભાવ દેખાડનારા હશે તેઓની સાથે જડાશયથી ચાલશે 'એમની સાથે ગમન કરવું યુક્ત નથી' એમ ઉપદેશ કરનારાને તેઓ સામા થઈને ઉલટા ફરશે—આ પ્રમાણે કાકપક્ષીના સ્વપ્નનુ ફળ છે

શ્રી જિનમત કે જે સિહ જેવો છે તે જાતિ સ્મરણ વગેરેથી રહિત એવો ધર્મજ્ઞ રહિત એવા આ ભારતરૂપી વનમા જોવામાં આવશે તેને પરતીર્થીરૂપી તિર્યચો તો પરાભવ કરી શકશે નહીં, પરતુ સિહના કલેવરમાં જેમ કીડા પડે અને તે ઉપદ્રવ કરે તેમ લિગીઓ કે જે કૃમિની જેમ પોતામાથીજ ઉત્પન્ન થયેલા છે તેઓ ઉપદ્રવ કરશે અને શાસનની હેલણા કરાવશે આ પ્રમાણે સિહના સ્વપ્નનુ ફળ છે

કમળાકરમા જેમ કમળો સુગધી થાય તેમ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા સર્વ પ્રાણીઓ ધાર્મિક થવા જોઈએ પણ હવે પછી તેમ નહીં થાય ધર્મપરાયણ થઇને પણ પાછા તેઓ કુસગથી ભ્રષ્ટ થશે, અને ઉકરડામા કમળ ઉગવાની જેમ કુદેશ અને કુકુળમાં ઉત્પન્ન થયેલા કોઈ કોઇ પ્રાણીઓ ધર્મી થશે, તથાપિ તેઓ હીન જાતિના હોવાથી અનુપાદેય થશે આ પ્રમાણે કમળના સ્વપ્નનું ફળ છે

જેમ ફળપ્રાપ્તિને માટે બીજ ઉષર ભૂમિમાં વાવે, તેમ કુપાત્રમા સુપાત્ર બુદ્ધિથી અકલ્પ્ય વસ્તુઓ વાવશે.

ક્ષમાદિ ગુણરૂપ કમળોથી અકિત, અને સુચરિત્રરૂપ જળથી પૂરિત એવા ... રાખેલા કુંભની જેવા ...

પ્રકારની ચેષ્ટા કરવા લાગ્યા માત્ર રાજા અને મંત્રી બેજ સારા રહ્યા પછી બીજા સામંત વગેરેએ રાજા અને મંત્રીને પોતાનાથી વિપરીત પ્રવૃત્તિવાળા જોઇ નિશ્ચય કર્યો કે, જરૂર આ રાજા અને મંત્રી બંને ઘેલા થઈ ગયા જણાય છે, કારણકે તેઓ આપણાથી વિલક્ષણ આચારવાળા છે, તેથી તેમને તેમના સ્થાનથી દૂર કરી બીજા રાજા અને મંત્રીને આપણે સ્થાપિત કરીએ તેમનો આ વિચાર મંત્રીના જાણવામાં આવ્યો તેણે રાજાને જણાવ્યો એટલે રાજાએ મંત્રીને પૂછ્યુ કે-આપણે હવે તેમનાથી આત્મરક્ષા શી રીતે કરવી? કેમકે જનવૃંદ રાજા સમાન છે મંત્રી બોલ્યો કે-હે દેવ! આપણે પણ તેમની સાથે ઘેલા થઈને તેમની જેમ વર્તવુ તે સિવાય બીજો કોઈ ઉપાય આ સમયે યોગ્ય નથી પછી રાજા અને મંત્રી કૃત્રિમ ઘેલા થઈ તેઓની મધ્યમા રહેવા લાગ્યા અને પોતાની સંપત્તિ ભોગવવા લાગ્યા જ્યારે પાછો શુભ સમય આવ્યો અને શુભ વૃષ્ટિ થઈ ત્યારે તે નવીન વૃષ્ટિના જળનુ પાન કરવાથી સર્વે મૂળ પ્રકૃતિવાળા (સ્વસ્થ) થયા. આ પ્રમાણે દુષમા કાળમા ગીતાર્થ મુનિઓ પણ વેશધારીઓની સાથે તેમના જેવા થઇને રહેશે, પરંતુ ભવિષ્યમા પોતાના સમયની ઇચ્છા રાખ્યા કરશે" આ પ્રમાણે પોતાના સ્વપ્નોનુ ફળ સાભળીને મહાશય હસ્તિપાળ રાજા મોક્ષે ગયા

પછી શ્રી વીરપ્રભુએ ગૌતમને કહ્યુ, "તીર્થંકરના સમયમા આ ભરતક્ષેત્ર ગ્રામ, ખાણ અને નગરોથી આકુળ અને ધન ધાન્ય વગેરે સમૃદ્ધિથી ભરેલ સ્વર્ગપુરી જેવું હોય છે અને ગામો શહેરો ... સ્વર્ગપુરી જેવા. ... બીજો

ભરાયેલાની જેવા અધિકારીઓ લાચ લઇને સર્વ પ્રજાને પીડા કરશે લોકો સ્વાર્થમાંજ તત્પર, પરાર્થવિમુખ અને સત્ય, લજ્જા તથા દાક્ષિણ્યથી રહિત તેમજ સ્વજનોનાજ વિરોધી થશે શિષ્યો ગુરુની આરાધના કરશે નહી, ગુરુઓ પણ શિષ્ય-ભાવ રાખશે નહી, અને તેમને ઉપદેશાદિવડે શ્રુતજ્ઞાન આપશે નહી અનુક્રમે ગુરુકુળમા વાસ કરવો બધ પડશે ધર્મમાં મદબુદ્ધિ થશે અને પૃથ્વી ઘણા પ્રાણીઓથી આકુળવ્યાકુળ થશે દેવતાઓ પ્રત્યક્ષ થશે નહી, પુત્રો પિતાની અવજ્ઞા કરશે, વહુઓ સર્પિણી જેવી થશે અને સાસુઓ કાળરાત્રિ જેવી જણાશે કુલીન સ્ત્રીઓ પણ લજ્જા છોડીને દૃષ્ટિના વિકારથી, હાસ્યથી, આલાપથી અથવા બીજા પ્રકારના વિલા-સોથી વેશ્યાને અનુસરશે શ્રાવક અને શ્રાવિકાપણાની હાનિ થશે, ચતુર્વિધ ધર્મનો ક્ષય થશે અને સાધુ સાધ્વીને પર્વ દિવસે કે સ્વપ્ને પણ નિમત્રણ નહીં થાય ખોટા તોલ તથા ખોટા માન ચાલશે, ધર્મમાં પણ શઠતા થશે અને સત્પુરુષો દુખી ને દુર્જનો સુખી થશે. મણિ, મત્ર, ઓષધિ, તત્ર, વિજ્ઞાન, ધન, આયુષ્ય, ફળ, પુષ્પ, રસ, રૂપ, શરીરની ઊચાઈ, ધર્મ અને બીજા શુભ ભાવોની પાચમા આરામા દિનપ્રતિદિન હાનિ થશે. અને તે પછી છઠ્ઠા આરામાં તો અધિક હાનિ થશે એ પ્રમાણે પુણ્યના ક્ષયવાળો કાળ પ્રસરતા જેની બુદ્ધિ ધર્મમા રહેશે તેનુ જીવિત સફળ ગણાશે આ ભરત-ક્ષેત્રમા દુ:ષમકાળમા છેલ્લા દુપ્રસહ નામે આચાર્ય, ફલ્ગુશ્રી નામે સાધ્વી, નાયળ નામે શ્રાવક, સત્યશ્રી નામે શ્રાવિકા, વિમળવાહન નામે રાજા અને સુમુખ નામે મત્રી થશે બે હાથ પ્રમાણ શરીર થશે, વીસ વર્ષનું ઉત્કૃષ્ટ આયુષ્ય થશે,

તીર્થંકર થશે ગાર્ગલિનો જીવ સંવર નામે અઢારમા તીર્થંકર થશે દ્વૈપાયનનો જીવ યશોધર નામે ઓગણીશમા તીર્થંકર થશે કર્ણનો જીવ વિજય નામે વીસમા તીર્થંકર થશે. નારદનો જીવ મલ્લ નામે એકવીસમા તીર્થંકર થશે. અંબડનો જીવ દેવ નામે બાવીશમા તીર્થંકર થશે બારમા ચક્રવર્તીનો જીવ અનંતવીર્ય નામે ત્રેવીસમા તીર્થંકર થશે અને સ્વાતિનો જીવ ભદ્રકૃત્ નામે ચોવીસમા તીર્થંકર થશે[1]

તેટલા સમયમાં દીર્ઘદંત.ગૂઢદંત, શુદ્ધદંત,શ્રીચંદ્ર, શ્રીભૂતિ; શ્રીસોમ, પદ્મ, દશમ, વિમળવાહન, અને અરિષ્ટ-એ બાર ચક્રવર્તીઓ થશે નંદી, નંદિમિત્ર,સુંદરબાહુ, મહાબાહુ, ઈતિબળ, મહાબળ, બળ, દ્વિપૃષ્ટ અને ત્રિપૃષ્ટ-એ નવ અર્ધચક્રી (વાસુદેવ) થશે જયંત, અજિતધર્મ, સુપ્રભ, સુદર્શન, આનંદ. નંદન, પદ્મ અને સંકર્ષણ એ નવ બળરામ થશે અને તિલક, લોહજંઘ, વજ્રજંઘ, કેસરી, બલી, પ્રહ્લાદ, અપરાજિત, ભીમ, સુગ્રીવ,-એ નવ પ્રતિવાસુદેવ થશે. આ પ્રમાણે ઉત્સર્પિણી કાળમા ત્રિષષ્ટિ શલાકા પુરુષો થશે. ”

આ પ્રમાણે કહી રહ્યા પછી શ્રી વીરપ્રભુને સુધર્મા ગણધરે પૂછ્યુ કે, હે સ્વામી ! કેવળજ્ઞાનરૂપી સૂર્ય ક્યારે અને કોના પછી ઉચ્છેદ પામશે ? પ્રભુ બોલ્યા-મારા મોક્ષ ગમન પછી કેટલેક કાળે જંબૂ નામના તમારા શિષ્ય છેલ્લા કેવળી થશે, તેના પછી કેવળજ્ઞાન ઉચ્છેદ પામશે કેવળજ્ઞાન ઉચ્છેદ પામતા કોઈને મનપર્યવ જ્ઞાનપણ નહીં થાય પુલાક

૧ આ ચોવીશીમાં પૂર્વભવી જીવ વગેરેમાં પાઠાંતરો ઘણા છે

લબ્ધિ કે પરમાવધિજ્ઞાન પણ નહિ રહે. ક્ષપક શ્રેણી અને ઉપશમ શ્રેણી અને વિનાશ પામશે તેમજ આહારક શરીર જિનકલ્પ અને ત્રિવિધ સંયમ પણ નહિ રહે. તમારા શિષ્ય જંબૂ ચૌદ પૂર્વ ધારી થઈ સિદ્ધિને પામશે. તે જંબૂના શિષ્ય પ્રભવ ચૌદ પૂર્વધારી થશે. પછી તેના શિષ્ય શય્યંભવ પણ દ્વાદશાંગીના પારગામી થશે. તે પૂર્વમાંથી ઉદ્ધરીને દશ વૈકાલિક સૂત્ર રચશે. તેના શિષ્ય યશોભદ્ર સર્વ પૂર્વધારી થશે. અને તેના શિષ્ય સંભૂતિવિજય ને ભદ્રબાહુ પણ ચૌદ પૂર્વી થશે. સંભૂતિવિજય ના શિષ્ય સ્થૂલીભદ્ર ચૌદ પૂર્વી થશે. ત્યાર પછી છેલ્લા ચાર પૂર્વ વિચ્છેદ પામી જશે ત્યાર પછી મહાગિરિ અને સુહસ્તીથી તે વજ્ર સ્વામી સુધી આ તીર્થના પ્રવર્તક દશ પૂર્વધર થશે. આ પ્રમાણે ભવિષ્યની હકીકત કહીને શ્રી વીર પ્રભુ સમોસરણમાંથી બહાર નીકળ્યા, અને હસ્તિપાલ રાજાની શુલ્ક શાળામાં ગયા.

તે દિવસની રાત્રેજ પોતાનો મોક્ષ જાણીને પ્રભુએ વિચાર્યું કે, અહો! ગૌતમનો સ્નેહ મારી ઉપર અત્યંત છે અને તેજ તેમને કેવળજ્ઞાનની ઉત્પત્તિમાં અંતરાય કરે છે તેથી તે સ્નેહને મારે છેદી નાખવો જોઈએ આવું વિચારી તેમણે ગૌતમને કહ્યું-ગૌતમ! અહિંથી નજીકના બીજા ગામમાં દેવશર્મા નામે બ્રાહ્મણ છે, તે તમારાથી પ્રતિબોધ પામશે માટે તમે ત્યાં જાઓ. તે સાંભળી 'આપની આજ્ઞા' એમ કહી ગૌતમ વીર પ્રભુને નમીને તરતજ ત્યાં ગયા અને પ્રભુનું વચન સત્ય કર્યું; અર્થાત્ તેને પ્રતિબોધ પમાડયો. અહીં

કાર્તિકી માસની અમાવસ્યાની પાછલી રાત્રે ચદ્ર સ્વાતિ નક્ષત્રમા આવતા છઠ્ઠનો તપ કરેલો છે એવા શ્રી વીર પ્રભુએ પચાવન અધ્યયન પુણ્ય ફળ વિપાક સબધી અને પચાવન અધ્યયન પાપ ફળ વિપાક સબધી કહ્યા પછી છત્રીશ અધ્યયન અપ્રશ્ન વ્યાકરણ એટલે કોઇના પૂછયા વિના કહી છેલ્લું પ્રધાન નામે અધ્યયન કહેવા લાગ્યા તે સમયે આસન કપથી પ્રભુનો મોક્ષ સમય જાણી સર્વ સુર ને અસુરના ઈંદ્રા પરિવાર સહિત ત્યા આવ્યા પછી જેના નેત્રમા અશ્રુ આવેલા છે એવા શક્રેદ્રે પ્રભુને પ્રણામ કરી અજલિ જોડીને સભ્રમવડે આ પ્રમાણે કહ્યુ કે–' હે નાથ! તમારા ગર્ભ, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાનમા હસ્તોત્તરા નક્ષત્ર હતું, તેમ આ વખતે તેમા ભસ્મક ગ્રહ સક્રાત થવાનો છે તમારા જન્મ નક્ષત્રમા સક્રમેલો તે ગ્રહ બેહજાર વર્ષ સુધી તમારા સતાન (સાધુ સાધ્વી) ને બાધા ઉત્પન્ન કરશે માટે તે ભસ્મકગ્રહ આપના જન્મ નક્ષત્રે સક્રમે ત્યા સુધી આપ રાહ જુઓ, કે જેથી તમારી દૃષ્ટિએ સક્રમણ થાય તો તમારા પ્રભાવથી તે નિષ્ફળ થઈ જાય જે બીજાઓ પણ તમને હૃદયમાં ધારણ કરે છે, તેઓના કુસ્વપ્ન, અપશુકન અને કુગ્રહ પણ શ્રેષ્ઠપણાને પામી જાય છે તો હે સ્વામી! જ્યાં તમે સાક્ષાત્ રહ્યા હો ત્યા તો વાતજ શી કરવી? માટે પ્રસન્ન થઇને ક્ષણવાર ટકો કે જેથી તે દુગ્રહનો ઉપશમ થઇ જાય " પ્રભુ બોલ્યા–હે શક્રેદ્ર! આયુષ્યને વધારવાને કોઈ પણ સમર્થ નથી, તે તુ જાણે છે તે છતા તીર્થના પ્રેમથી મોહિત થઇને આમ કેમ બોલે છે? આગામી દુષમકાળની પ્રવૃત્તિથીજ તીર્થને બાધા થવાની છે તેમા ભવિતવ્યતાને અનુસરીને આ

અહિં શ્રી ગૌતમ પ્રભુએ દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ પમાડીને પાછા ફર્યા, એટલે માર્ગમાં દેવતાઓની વાર્તાથી પ્રભુના નિર્વાણના ખબર સાંભળ્યા. તે સાંભળી તે વિચાર વિચારવા લાગ્યા કે “ એક દિવસમાં નિર્વાણ હતું તે અરે અરે! પ્રભુ! મને આ વખતે દૂર મોકલ્યો! અરે જગત્પતિ મેં આટલા કાળ સુધી તમારી સેવા કરી પણ અંતકાળે અને તમારા દર્શન પણ થયા નહીં તેથી હું સર્વથા અભાગી છું! જે તે વખતે આપની સેવામાં હાજર હતા તેમને ધન્ય છે. અરે ગૌતમ! તું ખરેખર વજ્રમય છું કે ન ફાટ્યો પણ અધિક કઠિન છું કે જેથી પ્રભુનું નિર્વાણ સાંભળીને પણ તારા હૃદયના સેંકડો કકડા થઈ ગયા નથી! અથવા હે પ્રભુ! હું અત્યાર સુધી ભ્રાંત થયો હતો કે જેથી આ નીરાગી અને નિર્મમ એવા પ્રભુમાં મેં રાગ અને મમતા રાખ્યા. તે રાગ દ્વેષ વગેરે સંસારના હેતુ છે. તેને ત્યાગ કરાવવા અર્થે જ પરમેષ્ઠીએ આપનો ત્યાગ કર્યો હશે. માટે એવા મમતા રહિત પ્રભુમાં મમતા રાખવાથી ભારે સર્યું; કેમકે મુનિઓને તો મમતામાં પણ મમત્વ રાખવું યુક્ત નથી.” આ પ્રમાણે શુભ ધ્યાન પરાયણ થતાં ગૌતમ મુનિ ક્ષપક શ્રેણીને પ્રાપ્ત થયા. તેથી તત્કાળ ઘાતિકર્મનો ક્ષય થઈ તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. પછી બાર વર્ષ સુધી પૃથ્વીપર વિહાર કરી, અને ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ આપી, કેવળજ્ઞાનરૂપ અખંડ સમૃદ્ધિથી પ્રભુની જેમ દેવતાઓએ પૂજેલા ગૌતમ મુનિ પ્રતિ રાજગૃહ નગરે આવ્યા. ત્યાં એક માસનું અનશન કરી, અઘાતિકર્મ ખપાવી, અક્ષય સુખવાળા મોક્ષપદને પ્રાપ્ત થયા 4.

૩ પછી ઘણા વર્ષ પછી પાંચમા

ગણધર સુધર્માસ્વામીએ પંચમ જ્ઞાનને પ્રાપ્ત કરી ઘણા કાળ પર્યંત પૃથ્વી ઉપરના લોકોને ધર્મદેશના આપી પ્રાંતે તેઓ પણ રાજગૃહ નગરે પધાર્યા અને પોતાના નિર્દોષ સંઘને જંબૂસ્વામીને સ્વાધીન કરી દીધો પછી સુધર્મા ગણધર પણ તેજ નગરમાં અશેષ (અષ્ટ) કર્મોને ખપાવી ચોથું ધ્યાન ધરતાં અદ્વૈત સુખવાળા સ્થાનને પ્રાપ્ત થયા ત્યાર પછી ચરમ કેવળી શ્રી જંબૂસ્વામીએ પણ શ્રી વીર ભગવંતના શાસનમાં અગ્રણી થઈને ઘણા વર્ષો સુધી ભવ્ય જનોને ધર્મ સંબંધી ઉપદેશ કર્યો અને પ્રાંતે મોક્ષે ગયા

---

ઠાચુ ભોજન-રાધ્યા વગરના બીજ વાપરતો, તૈયાર કરેલ ગમે તેવુ ભોજન લેતો ને સ્ત્રી સભોગની હા પાડતો આટલી હદ સુધી તેનુ નીતિશૈથિલ્યયુક્ત ચારિત્ર હતું ગોશાલક ને તેનો સઘ નગ્ન રહેતા અને ભિક્ષાન્ન લેવા પાત્ર નહિ રાખતા, પણ એ વાત જૈનસાહિત્યમાથી નીકળતી નથી બૌદ્ધ સાહિત્ય કહે છે કે તેઓ સર્વ વસ્ત્રનો ત્યાગ કરે છે ને ભિક્ષાન્ન પોતાના હાથમાથી ખાઈ લે છે એ આજીવિકમાના કેટલાક એક જ ગૃહે ભિક્ષા માગે છે, ને એક મુષ્ટિ અન્ન સ્વીકારે છે બીજા સાત ગૃહે માગે છે, ને સાત મુષ્ટિ અન્ન લે છે કેટલાક એક અન્ન ઉપર ગુજારો કરે છે, બીજા બે અન્ન ઉપર ને કેટલાક સાત અન્ન ઉપર ગુજારો કરે છે કેટલાક એક વખત જમે છે, કેટલાક બે દિવસે એક વખત જમે છે, તો કેટલાક એક અઠવાડીએ એક વખત ને કેટલાક પખવાડીએ એક વખત જમે છે આવી રીતે તે લોકો તેઓના વ્રતોનુ પાલન કરે છે આમ સચ્ચક ( જૈન નિર્ગ્રન્થ ) જ્યારે બુદ્ધિને ઉત્તર આપે છે, ત્યારે ફરીથી બુદ્ધિ તેને કહે છે કે આમ કરવાથી શુ તેઓનુ જીવન ટકી શકે છે ? ત્યારે તે સચ્ચક કહે છે કે બીજા વખતમા તેઓ પછી પુષ્કળ ને ઉત્તમ ખાનપાન કરે છે તેથી તેઓ પાછા સશક્ત થાય છે આ વખતે આ સમકાલીન બૌદ્ધ અને નિર્ગ્રન્થ લોકમા ગોશાલક માટે સ્ત્રી વિષે ગભીર રીતે ચર્ચાનુ સ્થાન થઈ પડયું હતું શ્રી મહાવીરથી જૂદા પડવાનુ કારણ કાંઈ પણ હોય તો ગોશાલકને આજ કારણ હતુ, ને તેઓ બન્નેની વચ્ચે કલહનુ પણ કારણ આ જ હતું ( પણ આ

ધધો થઈ પડચો હતો તેથી આજીવિક મતને ચલાવનાર તે નામ પડયું હોય આજીવિક એટલે આજીવિકા ચલાવવી, જીવનનુ ગુજરાન ચલાવવું—ને તેથી ( પ્રશ્નોના ઉત્તર કહેવાથી ) જીવનનો વ્યય થતો હોય તો ના કહી શકાય નહિ. ઉપરાત તે ત્રૈરાશિક મતના ચલાવનાર તરીકે પણુ પ્રસિદ્ધ છે બૌદ્ધ સાહિત્યે તેને ઘણો ઉતારી પાડયો છે, પણુ આજે આજીવિક મતનુ સાહિત્ય નથી, જો હોત તો સમજી શકાત કે તેનુ તે વખતે તેના સપ્રદાયમા ને તે વખતના લોક સમાજમા કેટલુ માન હતુ જૈન સાહિત્યમા જે વસ્તુ છે તેમા તેના સપ્રદાય વચ્ચે તેના કીર્તિ માન ઝળકી રહ્યા હોય એમ સમજાય છે ગોશાલક શ્રી મહાવીર નિર્વાણુ પહેલાં સોળ વરસ વહેલો મરી ગયો છે ત્યાર પછી તેનો સપ્રદાય કેટલા વખત સુધી ચાલ્યો ને આજીવિક મતનુ સાહિત્ય ક્યાં સુધી ટકયુ હતુ તે હકીકત આજે અનુપલબ્ધ છે

બૌદ્ધ સાહિત્ય—હવે આપણે બૌદ્ધ સાહિત્ય વિષે વિચાર કરીએ. બૌદ્ધ સાહિત્ય બુદ્ધની હયાતીમા બહુ બહાર નહિ આવ્યુ હોય, પણુ પછી ધીમે ધીમે સારા વિદ્વાનો બૌદ્ધ સઘમા દાખલ થવા સાથે બૌદ્ધ સાહિત્ય વધવા પામ્યું હોય એમ બનવા સભવ છે બુદ્ધનિર્વાણુ પછી કેટલાક સૈકાઓ સુધી બૌદ્ધ સઘ અને સાહિત્ય ઉપર સારી સભાળ રાખવામાં આવી જણાય છે કેટલેક સ્થળે રાજાઓની મદદથી એ સાહિત્ય સારી સ્થિતિમા આવ્યુ મુખ્યત્વે કરીને બુદ્ધે મધ્યમ માર્ગનો સ્વીકાર કર્યો હતો અને તે માર્ગ લોકોને વધુ અનુકૂળ આવી ગયો તેથી લોકો તેમા મોટી સખ્યામાં

હતો બાદ્ધ સાહિત્ય મગધ ને તેટલા પ્રદેશમા જન્મ્યું, ખીલ્યુ ને પોષાયુ હતુ પણ આજે એ બૌદ્ધ સાહિત્ય તેમ બૌદ્ધ સઘ આ દેશમાં હસ્તી ધરાવતા નથી તેઓ બીજા ઉપર રાજાઓની મદદથી તેમજ બીજા સાધનોથી ધસારો કરતા, તેમ તેઓના ઉપર પણ બીજાઓ તરફથી ધસારો થયો હોય ને તેઓને તે વખતે આ દેશ મૂકી ચાલ્યા જવું પડયુ હોય, ગમે તેમ હોય, પણ આજે આ દેશમા નથી બૌદ્ધ સઘ કે નથી બૌદ્ધ સાહિત્ય પણ તે સાહિત્યમાના કોઈ કોઇ વિચારો અગ્રેજી ભાષા દ્વારા આવ્યા છે તે ઉપરથી ગુજરાતી અનુવાદો થયા છે, તેમ હમણાં હમણાં પ્રો ધર્માનદ કોસબીના પરદેશગમન ને તે સાહિત્યના અભ્યાસથી પણ તેમના તરફથી એ સાહિત્ય પરત્વેના વિચારો આજે સમાજમા પ્રસર્યા છે

**વર્ધમાનનો ત્યાગ**—જ્ઞાતપુત્ર પોતાના આ બન્ને સમકાલીનોમા ત્યાગ ને જ્ઞાન વિષે ઘણો ઊચો દરજ્જો ભોગવતા હતા વર્ધમાનના ત્યાગ વિષે તપાસીએ તો આજે બહાર આવેલા ઇતિહાસોમા તેમના જેવો કડકમા કડક ત્યાગ રાખનાર કોઈ પણ આપણી આખ તળે નહિ આવી શકે, તેમજ તેઓના જ્ઞાન વિષે વિચારીએ તો તેવો અતીન્દ્રિય જ્ઞાની પણ જણાશે નહિ એ બન્ને માટે પ્રમાણ એ છે કે તેઓએ ઝીણામા ઝીણા જીવોને જાણ્યા છે, ને તેઓએ ઝીણામાના ઝીણા જીવથી મોટા જીવ સુધી અવર્ણનીય અહિસા પાળી છે પોતાના મડળમા દાખલ થનાર નિર્ગ્રન્થીઓને તેઓએ તેમજ પાલન કરાવ્યુ છે, ખાનપાન,

વિહાર કે નિવાસમાં ક્યારે પણ—પ્રાણાન્તી વખતે પણ—અહિંસાનું પાલન કરતાં વર્ધમાનને છૂટ લીધી હોય અગર તેમણે છૂટછાટ લીધી હોય તેમ તેમના આજના સાહિત્યમાં પણ જણાતું નથી. આથી આપણે કહી શકીએ કે સંપૂર્ણ અહિંસાનો ભાવ પ્રકાશ્યો હોય તો તેમણેજ પ્રકાશ્યો છે. આજની જનતા એટલી ઊંચે ચઢેલા અહિંસક કે ત્યાગના પીસ્તુને નહિ જોઈ શકે. એટલું જ દુઃખ કંપે, તો પછી એ પીસ્તુને જનતા ક્યાંથી વધાવી શકે? એટલે વર્ધમાનના વિચારોનું અનુપાલન કરવાથી આજની જનતા દૂર ને દૂર થતી હોય એમ જણાય છે. વસ્તુ એ છે કે નબળી આંખવાળાને જેમ અતિશય પ્રકાશમાં કંઈ દેખાતું નથી, તેમ સાધારણ મનુષ્યોને એ ત્યાગની ઝાંખી થતી નથી. ગૌતમ બુદ્ધે આત્મા, પરલોક, નિર્વાણ, વગેરે વિષે વાતો કરી છે. તેમની હા પાડી છે પણ જ્યાં સુધી બુદ્ધિ ને બાહ્ય પ્રમાણ આપે ત્યાં સુધી જ તેઓ વિવેચન કરે છે પ્રત્યક્ષથી બહાર કેમ છે એવી રીતે છે તે તે બતાવનાર એવા નથી. આથી સમજાય છે કે તેઓ ઇન્દ્રિય પ્રત્યક્ષથી ભીન્ન પ્રમાણ માનતા ન હોય, અથવા પોતાને અતીન્દ્રિય જ્ઞાન ન હોય, કિંવા તેવું જ્ઞાન માનતા ન હોય. ગમે તેમ હોય, પણ તે મહાત્માએ આત્મા—નિર્વાણ શું છે કેવી રીતે છે, એ સંબંધી કંઈ પણ ખુલાસો કર્યો જણાતો નથી. એક વખતે વત્સ ગોત્રીય પરિવ્રાજકે પૂછ્યું કે હે ગૌતમ! આત્મા છે? ત્યારે ગૌતમે ઉત્તર જ ન આપ્યો. ત્યારે ફરીથી તે પરિવ્રાજકે કહ્યું કે હે ગૌતમ! ત્યારે શું આત્મા નથી? ત્યારે પણ તેઓ મૌન રહ્યા. એટલે તે પરિવ્રાજક ચાલી નીકળ્યો. પછી આનંદ શિષ્યે બુદ્ધને કહ્યું કે તમોએ ઉત્તર

કા ન આપ્યો ? બુદ્ધ કહ્યું કે હું શું ઉત્તર આપું ? કારણ એમાથી એક પણ કહી શકાતુ નથી[1] જે કહું તે આત્મવાદી કે અનાત્મવાદીની તરફેણમા જાય છે આમ નિર્વાણની ઈચ્છા છતા ને તેઓને જ્ઞાન થયા છતા પણ તેઓએ કાઈ કહ્યુ જણાતુ નથી આથી વાચનારને ખ્યાલ એ થશે કે ત્યારે શું બુદ્ધને અતીન્દ્રિય જ્ઞાન નહિ હતુ ? તે તો વાચનાર પોતે જ જાણી શકશે કે હતુ કે નહિ ?

**જૈન અને બૌદ્ધ સાહિત્યની સદૃશતા વિષે વિચાર:** આ જગ્યાએ સાથે સાથે એ પણ ખુલાસો કરી લેવા જોઈએ કે બન્નેના સાહિત્યમા કેટલાક પ્રકારે સદૃશતા જણાઈ આવે છે આથી પાશ્ચાત્ય લોકોએ કહ્યુ હતુ કે જૈન એ બૌદ્ધ ધર્મની શાખા છે, અને જૈન ધર્મ સ્વતંત્ર નથી પણ ત્યાર પછી તેઓએ જણાવી દીધુ છે કે એ હકીકત અસત્ય છે ને બન્ને ધર્મ જુદા જુદા અને સ્વતંત્ર છે એટલે એ સિદ્ધ થાય છે કે બન્ને જુદા છે ત્યારે સદૃશતા શાથી થાય છે : એ વિચાર ઉભો થશે. એટલે કોઈપણ તટસ્થ એમ કહેશે કે જૈને કાં તો બૌદ્ધમાથી લીધુ છે, કે બૌદ્ધો એ જૈનમાથી લીધુ છે આપણે વિચારીએ કે બુદ્ધ થયા ત્યારે મહાવીર થયા, ને મહાવીરના પુરોગામી પાર્શ્વનાથ વગેરે ત્રેવીસ તીર્થંકરો થઇ ગયા છે. તે ન માનીએ તો મહાવીરની પદ્ધતિ તદ્દન નૂતન હોય ને તેમણે બૌદ્ધમાથી કદાચ લીધુ હોય, પણ જૈન સાહિત્ય જોતાં સમજાય છે કે તેમ નથી મહાવીરના પુરોગામી ત્રેવીસ તીર્થંકરોથી જે પદ્ધતિ ચાલતી આવતી હતી, તે પદ્ધતિ

---

૧ બુદ્ધ લીલા સાર સંગ્રહ પૃ. ૩૪૪

મહાવીરે સ્વીકારી છે આથી નિષ્કર્ષ એ નીકળે છે કે મહાવીર તેઓથી જુદા નથી. ત્યારે ગૌતમ બુદ્ધે જુદો વેશ અને ભિન્ન માર્ગ છે ત્યારે શું જુદું એ પ્રશ્ન થશે. કેટલાક પારિભાષિક શબ્દો, સંપ્રદાય પદ્ધતિ, ઉપદેશ વિચાર કે જૈનમાં છે તે બૌદ્ધમાં બહુધા છે શબ્દો એવા કે ભિક્ષુ ભિક્ષુણી, શ્રાવક શ્રાવિકા, ઉપાસક ઉપાસિકા, વગેરે વગેરે જે છે તે બીજા સંપ્રદાયમાં નથી. એ પ્રમાણે ચાર સંઘની સ્થાપનામાં બુદ્ધે ભિક્ષુ સંઘના બે ભેદ કર્યા છે. અલ્પ વસ્ત્રવાળા સાધુ અને પીત વસ્ત્રના સાધુ (ભિક્ષુ) એમ ઉપાસકના બે ભેદ છે ભિક્ષુ ભિક્ષુણી કોઈ કારણે ભૂલ કરે ત્યારે તેને પ્રાયશ્ચિત્ત આપવાને જે જૈન પ્રચલિત રૂઢ છે તે ક્રમ ને પદ્ધતિ પણ તેમાં બહુધા છે એમજ બુદ્ધનો ઉપદેશ સંસારની અનિત્યતા બતાવી ઔદાસીન્ય વધી દોરતો નિર્વાણ લગી હોઈ જૈન છે આમ કેટલીક બાબતમાં જૈન સાથે ભાવ મળતા થાય છે તેથી કોઈ પણ એમ માની લે કે બન્ને તેવું એક બીજાની નકલ કરી છે પણ તેમ બનાવું કારણ એમ સમજી શકાય છે કે જે તો ગૌતમ બુદ્ધ ત્યાગી થયા પછી જૈન વ્યક્તિના સહવાસમાં આવ્યા હોય, અથવા શાન્તિનો માર્ગ શોધવા જૈનવ્યક્તિ ( કોઈ પણ તપસ્વી કે વ્રતધારી ) પાસે ગયા હોય, અથવા શોધ કરતાં કરતાં એ પદ્ધતિ-વિચાર તેમણે પસંદ કર્યો હોય, અથવા એ વખતે શ્રી [illegible] પાર્શ્વનાથના પરંપર અનુયાયીઓ (શિષ્યો) ની ને મહાવીર શાસનની પ્રણાલિકા [illegible] ચાલી રહી હતી, તેથી તેમણે એ પારિભાષિક શબ્દો તથા પદ્ધતિ ગ્રહણ કરી હોય.

હવે આપણે વિચારીએ કે એક બીજા પરસ્પરથી કેટલા બધા અતરે છે બૌદ્ધ ભિક્ષુઓ પૃથ્વી મર્દે છે, જલમા ન્હાય છે, અગ્નિથી ઉષ્ણતા મેળવે છે, પવન નાંખે છે, લીલા ઘાસ પર ચાલે છે, ત્યારે જૈન ભિક્ષુઓ તેમાનુ કાંઇપણ કરતા નથી, ઉલટા તેઓ ચાલતા, બેસતા, સૂતા, ઊઠતા, ભોજન લેતા, બોલતા બરાબર ઉપયોગ રાખે છે, ને કોઇપણ રીતે હિસા ન થાય તેમ વર્તે છે બૌદ્ધો ગૃહસ્થને ત્યા ગૃહસ્થપાત્રમા જમે છે અને પાત્ર મૂકીને ચાલ્યા જાય છે ત્યારે જૈન નિર્ગ્રન્થો તેમ કરતા નથી, પણ પોતાની પાસે રાખેલા મૃત્તિકા કે કાષ્ટના પાત્રમા જમે છે ને તેને પોતાની જાતે સાફ કરી લે છે બૌદ્ધો જો કોઇ ઉદ્યાન—જગ્યા—મકાન આપે તો પોતાના કરી લે છે, ત્યારે જૈન સાધુઓ તેમ કરી શકતા નથી. બાદ્ધો બુદ્ધ સઘમા દાખલ થાય છે, વેશ પહેરે છે, પણ પ્રતિજ્ઞા-નિયમો લેતા હોય તેમ જણાતુ નથી ત્યારે જૈન ભિક્ષુઓ દાખલ થતા પ્રતિજ્ઞાઓ લે છે આમ ઉપર ટપકે દેખાવમા સદૃશતા છતા મહાન્ અતર છે થોડા આગળ જઈએ તો ઘણો ફેર પડશે ને જેમ જેમ આગળ જઈએ તેમ તેમ ઘણું અતર વધતુ જશે આથી સમજી શકાશે કે એક બીજાની ઉત્પત્તિ એક બીજાથી નથી, તેમ એક બીજાએ એક બીજામાથી લીધુ છે કે એક બીજાની નકલ કરી છે, તેમ પણ નથી માત્ર પરિચયવશાત્ કેટલાક શબ્દો ને પદ્ધતિ ગૌતમ બુદ્ધે લીધો હોય.

બૌદ્ધ સાહિત્યમાં જૈન નિર્ગ્રન્થોનો ભેટો થયાની, કોઈ વખતે કોઇ કોઈ સાથે વાતચીત થયાની વાર્તા નિકળે છે

# પ્રકરણ નવમું

## આગમો

ચરમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીના મુખ્ય ૧૧ શિષ્યો હતા એ મુનિઓના ગણના ધારક અથવા ઉપરી હતા તેથી ગણધર કહેવાય છે તે બધા બ્રાહ્મણ હતા તેમાના ૯ શ્રી મહાવીર ભગવાનની હયાતીમાં નિર્વાણ પામ્યા બાકીના બેમા એક ગૌતમ-ઇન્દ્રભૂતિ અને બીજા સુધર્મા સુધર્મા સ્વામીએ અંગો વગેરે ગુંથી શ્રી મહાવીરનો ઉપદેશ જાળવી રાખ્યો દશાશ્રુતસ્કંધના આઠમા અધ્યાયમાં ભગવાન્ મહાવીરના ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન, વગેરે સબંધી હકીકત છે તે પર્યુષણાકલ્પ અથવા કલ્પસૂત્ર પર્યુષણમાં સાધુઓ વ્યાખ્યાનમા વાચે છે જેમ પુરુષના ૧૨ અંગ મુખ્ય છે તેમ જૈન આમ્નાયમાં ૧૨ અંગ મુખ્ય છે

પાયદુગ જંઘોરૂ ગાયદુગદ્ધં તુ દોય બાહૂ ય,
ગીવા સિરં ચ પુરિસો, બારસ અંગો સુયવિસિટ્ઠો

બે પગ, બે જંઘા ( સાથળ ), બે ઉરૂ, બે ગાત્રાર્ધ (પીઠ, ઉદર,), બે હાથ, ડોક, અને મસ્તક એ બાર અંગ મુખ્ય છે તે પ્રમાણે શ્રુત-પુરુષના આચારાંગાદિ બાર અંગ-મુખ્ય છે બારમું દૃષ્ટિવાદ અંગ લુપ્ત થયું છે એટલે ૧૧ અંગ રહ્યા છે વેદધર્મમા શ્રુત કહેવામા આવે છે તેમ અર્હત્ પાસેથી ગણધરોએ સાંભળેલુ તે શ્રુત

### ૧૧ અંગ

( ૧ ) આચારાંગમાં શ્રમણ નિર્ગ્રન્થોના સુપ્રશસ્ત આચારોનું વર્ણન છે ' જે એક જાણે છે તે સર્વ જાણે છે.

છે સ્થાનાંગમાં દસ અધ્યાય છે સાતમા અધ્યાયમા સાત નિન્હવો–વિરોધી ધર્મ ભેદો–નુ વર્ણન છે

(૪) સમવાયાંગમા સ્વપર સિદ્ધાન્ત તથા જીવાજીવના ભેદનુ નિરૂપણુ છે

(૫) વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ—(ભગવતી સૂત્ર)મા સ્વપરસમય, જીવાજીવ, લોકાલોક વગેરેનુ વર્ણન છે ગૌતમ સ્વામીએ પૂછેલા ૩૬૦૦૦ પ્રશ્નોના ઉત્તર છે અને એ રીતે મહાવીર સ્વામીએ શિષ્યગણુના સદેહનુ નિવારણ કરેલ તેનો હેવાલ છે

(૬) જ્ઞાતા ધર્મ કથાંગમા ઉદાહરણરૂપ ધર્મપ્રધાન કથાઓ છે તેના પહેલા શ્રુત સ્કધમા ૧૯ અધ્યયન છે શ્રેણિકના પુત્ર મેઘકુમારે હાથીના ભવે સસલાને બચાવ્યો તે, અડક, કૂર્મ, રોહિણી, તેતલી, સુસુમા, વગેરે કથાઓ બોધદાયક છે

(૭) ઉપાસક દશાંગમા ગૃહસ્થો, ઉપાસકો, શ્રાવકોએ પાળવા યોગ્ય આચારનુ વર્ણન છે આનદ, કામદેવ, ચુલણીપિતા, સુરાદેવ, કુડકોલિક, શકડાલ, મહાશતક, નદનીપિતા, શાલનિપિતા, તેતલીપિતા–મહાવીર સ્વામીના દસ શ્રાવકોનો અધિકાર છે

(૮) અતકૃત્ દશાંગ —જેણે કર્મનો તથા તેના ફળ રૂપી સસારનો અત કરેલો છે તે અતકૃત્ કહેવાય છે તીર્થંકરોના સમયમા થઇ ગયેલા ૧૦ અતકૃત્ કેવળીના દૃષ્ટન્તો આ અગમા છે તેમાં ૮ વર્ગ છે ગૌતમ સ્વામ

ગજસુકુમાર, અર્જુન માલાકાર, નવ રાણી, વગેરે દૃષ્ટાન્તો મોજૂદ છે.

(૯) અનુત્તરૌપપાતિક—અનુત્તર-ઉત્તમ, ઉપપાત-જન્મ, જેનો છે તેવા એકાવતારી—એકભવી મોટા અણગાર-મુનિઓનું વર્ણન છે. જાલિકુમાર દીર્ઘસેન, પેઢક, પોટ્ટિલ, પેઢાલકુમાર, વહલ્લકુમાર, વગેરેની હકીકતવાળું આ સૂત્ર નાનું છે.

(૧ ) પ્રશ્ન વ્યાકરણમાં પ્રશ્ન-વિદ્યા વિશેષ સંબંધી વ્યાકરણ વિવેચન છે. હિંસા, મૃષાવાદ, અદત્તાદાન, અબ્રહ્મચર્ય પરિગ્રહ એ પાંચ આસ્રવદ્વાર છે અને અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અપરિગ્રહ એ પાંચ સંવરદ્વાર છે.

(૧૧) વિપાકશ્રુત—માં શુભાશુભ સુકૃતદુષ્કૃત કર્મના વિપાક—ફળનું વર્ણન છે. મૃગાપુત્ર, નંદિષેણ, સુબાહુ, ભદ્રનંદી વગેરેનાં દૃષ્ટાન્તો છે.

(૧૨) દૃષ્ટિવાદ—નામનું અંગ હાલ લુપ્ત થયું છે.

## ૧૨ ઉપાંગ

(૧) ઔપપાતિક (ઉવવાઇ)માં દેવ અને નારકીઓનું વર્ણન છે તથા તાપસ, શ્રમણ, પરિવ્રાજક, વગેરેનાં સ્વરૂપ છે.

(૨) રાજ પ્રશ્નીય (રાયપસેણી)માં શ્વેતાંબિકા નગરીના રાજા પ્રદેશી અને પાર્શ્વનાથના અનુયાયી શ્રી કેશી સ્વામીનો સંવાદ છે.

(૩) જીવાભિગમમાં જીવ, અજીવ, જંબૂદ્વીપ, વગેરેનું વર્ણન છે.

(૪) પ્રજ્ઞાપનામા જીવાજીવ, આસ્રવ, લેશ્યા, સમાધિ, લોકસ્વરૂપ, વગેરેનુ વર્ણન છે

(૫) સૂર્યપ્રજ્ઞપ્તિમાં સૂર્ય, ચ દ્ર, વગેરે જ્યોતિષ ચક્રનું વર્ણન છે

(૬) જ બૂદ્વીપ પ્રજ્ઞપ્તિમા જ બૂદ્વીપનુ વર્ણન તથા રાજા ભરતની કથાઓ છે

(૭) ચન્દ્ર પ્રજ્ઞપ્તિમાં ચન્દ્ર જ્યોતિષ ચક્રનું વર્ણન છે

(૮) કપ્પિયા નિરયાવલિકામા નરકોનુ વર્ણન છે તથા મગધનરેશ શ્રેણિકનુ તેના પુત્ર કોણિકથી મૃત્યુ થયુ તે હકીકત છે

(૯) કલ્પાવત સિકામા શ્રેણિક રાજાના દસ પૌત્રો પદ્મકુમાર વગેરેની હકીકત છે

, (૧૦) પુષ્પિકામાં મહાવીર સ્વામીને પુષ્પક વિમાનમાં બેસીને દસ દેવ દેવીઓ વ દન કરવા આવે છે તેમના પૂર્વ ભવની હકીકત છે

(૧૧) પુષ્પચૂલિકામા શ્રી, હરિ, વગેરે દશ દેવીઓના પૂર્વભવની હકીકત છે

(૧૨) વૃષ્ણિદશા માં વૃષ્ણિવ શના નિષઢકુમાર વગેરેની હકીકત છે

અગિયાર અ ગમા પહેલું આચારાગ દરેક સાધુએ શરૂઆતમા વાચવું જોઈએ બાકીના અ ગ ઉપાગના અભ્યાસ અનુકૂળતાએ થઈ શકે , તેના પહેલાં ૪ મૂલસૂત્રો શિખવાં જોઈએ અ ગ તથા ઉપાગ કરતાં તેની ઉપયોગિતા વિશેષ છે, માટે તેને મૂલસૂત્રો કહેવાય છે

જોઇએ તે બતાવવા ચિત્ર અને સભૂતનાં ઉદાહરણો છે, ૧૪ ઇષુકારીય, ૧૫ સભિક્ષુક, ૧૬ બ્રહ્મચર્યગુપ્તિ, ૧૭ પાપશ્રમણીય, ૧૮ સયતીય, ૧૯ મૃગાપુત્રીય, ૨૦ મહાનિર્ગ્રન્થીય–'સસારમા મારો રક્ષક કોઇ નથી, હુ એકલો જ છુ' એવી અનાથપણાની ભાવના છે, ૨૧ સમુદ્રપાલીય, ૨૨ રથનેમીય, ૨૩ કેશિ ગૌતમીય–આગલા તીર્થકરોના સાધુઓ ઋજુપ્રાજ્ઞ હોવાથી ચોથા અપરિગ્રહ વ્રતમા જ બ્રહ્મચર્યનો સમાવેશ કરી લે છે અને તેમને સચેલક રહેવાનુ કહ્યું છે, અને ચોવીસમા તીર્થકરના સાધુઓ વક્રજડ હોવાથી તેમને માટે બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ બે વ્રત જુદા પાડી પાચ મહાવ્રતો કહ્યા છે અને અચેલક ધર્મ કહ્યો છે ૨૪ પ્રવચન માતા–પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ, ૨૫ યજ્ઞીય–જયઘોષ અને વિજયઘોષની કથાદ્વારા બ્રાહ્મણના લક્ષણ જણાવ્યાં છે, ૨૬ સામાચારી–સાધુ માટે દિનકૃત્ય, રાત્રિકૃત્ય વગેરે બતાવ્યા છે, ૨૭ ખલુકીય–ગળિયા બળદનુ દૃષ્ટાન્ત છે, ૨૮ મોક્ષ માર્ગ–જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ એ ચાર મોક્ષ માર્ગનાં કારણો છે, ૨૯ સમ્યક્ત્વ પરાક્રમ–વીતરાગ થવા માટે સવેદ, નિર્વેદ, ધર્મશ્રદ્ધા, વગેરે ૭૩ દ્વાર કહ્યાં છે, ૩૦ તપોમાર્ગ–છ પ્રકારના બાહ્ય તપ અને છ પ્રકારના આભ્યતર તપ બતાવ્યા છે, ૩૧ ચરણવિધિમાં ચારિત્રનુ સ્વરૂપ બતાવ્યુ છે, ૩૨ પ્રમાદસ્થાનમા રાગ,દ્વેષ, મોહ અને કષાયનુ સ્વરૂપ તથા દોષ બતાવ્યા છે, ૩૩ કર્મ પ્રકૃતિ, ૩૪ લેશ્યા, ૩૫ અનગાર માર્ગ, ૩૬ જીવાજીવ વિભક્તિ

(૩) અનુયોગદ્વારમાં નય, આનુપૂર્વી, અનુગમ, નિક્ષેપ, વગેરે છે તે આર્યરક્ષિતસૂરિએ 'માથુરી વાચના'-સમયમાં બના૦

### આવશ્યક

આવશ્યક—અવશ્ય ક્રિયાનુ અનુષ્ઠાન તે છ પ્રકારના છે – સામાયિક, ચતુર્વિંશતિ સ્તવ, વદના, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન

આ પ્રમાણે ૧૧ અગ, ૧૨ ઉપાગ, ૪ મૂલસૂત્ર, ૪ છેદસૂત્ર અને આવશ્યક એમ મળી ૩૨ આગમોને સાધુમાર્ગી જૈનો માને છે શ્વેતાબર મૂર્તિપૂજક જૈનો 'પયન્ના'–પ્રકીર્ણને ઉમેરી ૪૫ આગમો માને છે જેમા 'જીતકલ્પસૂત્ર,' 'પાક્ષિકસૂત્ર', 'ઋષિભાષિત,' વગેરેનો સમાવેશ થાય છે અને ભદ્રબાહુની નિર્યુક્તિઓને વિશેષ મહત્ત્વ અપાય છે.

## ૨ જૈન જ્યોતિર્ધરો

### ઉમાસ્વાતિવાચક—તત્ત્વાર્થાધિગમના કર્તા

ઉમાસ્વાતિવાચકે સમસ્ત જૈન દર્શનના સદોહન રૂપ તત્ત્વાર્થાધિગમસૂત્ર રચ્યુ તેમા દસ અધ્યાય છે આ ઉપરાત 'પ્રશમરતિ' વૈરાગ્ય પદ્ધતિની કૃતિ છે મુનિચન્દ્રે અમમચરિત્રમા ઉમાસ્વાતિની વાણીના ઘણા વખાણ કર્યા છે

### સિદ્ધસેન દિવાકર—સન્મતિ તર્કના કર્તા

જૈન ન્યાયશાસ્ત્રના પ્રસ્થાપક સિદ્ધસેન દિવાકર હતા કાળરૂપી નિશામા દિવાકર જેવા હોઇને 'દિવાકર' અને પ્રતિષ્ઠિત યશવાળા શ્રુતકેવળી આચાર્ય જેવા હતા માટે તે 'સિદ્ધસેન' કહેવાયા વિક્રમના નવરત્નો પકી 'ક્ષપણક' તે સિદ્ધસેન દિવાકર.

धन्वन्तरि क्षपणकोऽमरसिंहशंकु
वैतालभट्टघटखर्परकालिदासा ।
ख्यातो वराहमिहिरो नृपते सभाया
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

(૪) નંદીસૂત્ર દેવવાચકગણિએ રચ્યુ છે. તેમાં તીર્થંકર, ગણધર, સંઘ, વગેરેની સ્તુતિ છે, તથા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, અને કેવળજ્ઞાનનું સ્વરૂપ બતાવ્યુ છે તેમાં સૂત્રોનાં નામ આપ્યાં છે અને તે વલભી વાચના સમયમાં રચાયુ છે

## ૪ છેદ સૂત્રો

છેદ એટલે કાપી નાંખવું તે. મુનિઓને સંયમધર્મમાં જે દોષ લાગે તેનું પ્રાયશ્ચિત્ત, આલોચના વગેરે બતાવેલ છેદ સૂત્રો છે

૧ નિશીથ—આચારથી પતિત થયેલા સાધુએ કરી આલોચના અને પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવાનું માર્ગ બતાવ્યું છે. એમાં ૨ ઉદ્દેશા છે મહાનિશીથ નામનું છેદ સૂત્ર નષ્ટ થયું હતું અને હરિભદ્રસૂરિએ તેનો ઉદ્ધાર કર્યો કહેવાય છે

૨ બૃહત્ કલ્પમાં સાધુ સાધ્વીઓના આચાર સંબંધી, સંયમને સાધક કે બાધક શું છે તે, સ્થાન, પાત્ર, વસ્ત્ર, વગેરે સાધુને કલ્પ્ય—કલ્પે—ખપે, અને ન કલ્પ્ય—ન ખપે, તેનો ઉલ્લેખ છે તેમાં ૬ ઉદ્દેશા છે.

૩ વ્યવહાર સૂત્ર બૃહત્ કલ્પની પૂર્તિરૂપ છે તેમાં ૧ ઉદ્દેશો છે.

૪. દશાશ્રુતસ્કંધમાં ગુરુની આશાતના ન કરવી વગેરે જણાવ્યુ છે

આઠમા અધ્યયનમાં ભગવાન મહાવીરનાં ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન, વગેરે સંબંધી પણ વર્ણનરૂપ છે અને તેનું ટૂંકું નામ કલ્પસૂત્ર છે જે પર્યુષણ વખતે સાધુઓ હાલ વ્યાખ્યાનમાં વાંચે છે.

## આવશ્યક

આવશ્યક—અવશ્ય ક્રિયાનું અનુષ્ઠાન. તે છ પ્રકારના છે – સામાયિક, ચતુર્વિંશતિ સ્તવ, વંદના, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન

આ પ્રમાણે ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૪ મૂલસૂત્ર, ૪ છેદસૂત્ર અને આવશ્યક એમ મળી ૩૨ આગમોને સાધુમાર્ગી જૈનો માને છે શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનો 'પયન્ના'–પ્રકીર્ણને ઉમેરી ૪૫ આગમો માને છે જેમાં 'જીતકલ્પસૂત્ર,' 'પાક્ષિકસૂત્ર', 'ઋષિભાષિત,' વગેરેનો સમાવેશ થાય છે અને ભદ્રબાહુની નિર્યુક્તિઓને વિશેષ મહત્ત્વ અપાય છે.

## ૨ જૈન જ્યોતિર્ધરો

ઉમાસ્વાતિવાચક—તત્ત્વાર્થાધિગમના કર્તા.

ઉમાસ્વાતિવાચકે સમસ્ત જૈન દર્શનના સંદોહન રૂપ તત્ત્વાર્થાધિગમસૂત્ર રચ્યું તેમા દસ અધ્યાય છે આ ઉપરાંત 'પ્રશમરતિ' વૈરાગ્ય પદ્ધતિની કૃતિ છે મુનિચન્દ્રે અમમચરિત્રમા ઉમાસ્વાતિની વાણીના ઘણા વખાણ કર્યા છે

સિદ્ધસેન દિવાકર—સન્મતિ તર્કના કર્તા.

જૈન ન્યાયશાસ્ત્રના પ્રસ્થાપક સિદ્ધસેન દિવાકર હતા કાળરૂપી નિશામા દિવાકર જેવા હોઇને 'દિવાકર' અને પ્રતિષ્ઠિત યશવાળા શ્રુતકેવળી આચાર્ય જેવા હતા માટે તે 'સિદ્ધસેન' કહેવાયા વિક્રમના નવરત્નો પકી 'ક્ષપણક' તે સિદ્ધસેન દિવાકર.

धन्वन्तरि क्षपणकोऽमरसिंहशंकु
वैतालभट्टघटखर्परकालिदासा ।
ख्यातो वराहमिहिरो नृपते सभाया
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

શુદ્ધ આચારના પુનરુદ્ધાર અર્થે આ દેવાંશીસૂરિનો જન્મ થયો હતો તેઓ આઠમા સૈકામા થયા હતા હસ અને પરમહસ નામના બે વહાલા શિષ્યોનો અકાળે વિરહ થવાથી હરિભદ્રસૂરિએ પોતાના બધા ગ્રન્થોને 'વિરહ' શબ્દથી અકિત કર્યા છે બૌદ્ધો સાથે શાસ્ત્રના વિવાદમા તેઓ જીત્યા હતા અને ૧૪૪૪ બૌદ્ધોનો સહાર કરવાનો સંકલ્પ કરતા હતા તેના પ્રાયશ્ચિત્ત તરીકે તેમણે ૧૪૪૪ ગ્રન્થો રચ્યા તેઓ જૈનધર્મના પૂર્વકાલીન અને ઉત્તરકાલીન ઈતિહાસના મધ્યવર્તી સીમાસ્તભ સમાન છે 'અનેકાન્ત-વાદ પ્રવેશ', 'યોગબિન્દુ', 'ધર્મબિન્દુ', 'ષડ્દર્શન સમુચ્ચય', 'શ્રાવક પ્રજ્ઞપ્તિ', વગેરે તેમના ગ્રન્થો પ્રસિદ્ધ છે, પણ 'સમરાઈચ્ચ કહા' (સમરાદિત્ય કથા) સકલ કથા તરીકે પ્રસિદ્ધ છે મહાકવિ ધનપાલ 'તિલકમજરી' માં કહે છે કે—

प्रशमस्य वशीभूत समरादित्यजन्मन ॥

'અનેકાન્તજયપતાકા' જેવા ગ્રન્થો રચીને હરિભદ્ર-સૂરિએ જૈન યોગ સાહિત્યમા નવો યુગ સ્થાપ્યો જૈન સપ્ર-દાય નિવૃત્તિપ્રધાન છે અને સાધુઓએ આત્મચિતનદ્વારા યોગાભ્યાસમજ જીવન ગાળવું જોઈએ અનિવાર્ય પણે પ્રવૃત્તિ કરવી આવશ્યક હોય તો તે નિવૃત્તિમય પ્રવૃત્તિ હોવી જોઈએ.

૨સિદ્ધર્ષિસૂરિ—ઉપમિતિભવપ્રપચા કથાના કર્તા

સિદ્ધર્ષિ મહાન્ જૈનાચાર્ય થયા છે તેમણે ઉપમિતિ-ભવ પ્રપચા કથા નામનો મહારૂપક ગ્રથ (allegory) રચ્યો છે તે સમસ્ત ભારતીય સાહિત્યમા પહેલો રૂપક ગ્રંથ છે તે ઈ સ ૯૦૬ મા લખાયો. બનિયનનું 'Pilgrim's Progress'

હે ભાઈ, જ્યા સુધી શ્રી સિદ્ધહેમ–વ્યાકરણનાં અર્થ માધુર્યવાળા વચનોનુ શ્રવણ કરવામા આવે ત્યા સુધી પાણિનિ વ્યાકરણના પ્રલાપને બધ રાખવા દે (શિવશર્મા કૃત) કાતન્ત્ર વ્યાકરણરૂપી કથાને વૃથા સર [illegible] શાકટાયન વયાકરણનાં કટુ વચનો કાઢમા, ક્ષુદ્ર (બૌદ્ધ ચન્દ્રગોમિકૃત) ચાન્દ્ર વ્યાકરણથી શું સરવાનુ ? સરસ્વતી કઠાભરણ આદિ અન્ય વ્યાકરણોથી પણ આત્માને શા માટે બઠર–કલુષિત કરે છે ?

'દ્વયાશ્રય,' 'શબ્દાનુશાસન,' 'કાવ્યાનુશાસન,' 'છદોનુશાસન,' 'પ્રમાણમીમાસા,' 'ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્ર', 'યોગશાસ્ત્ર,' ઇત્યાદિ ગ્રન્થો હેમચન્દ્રાચાર્યના અગાધ પાડિત્યનો પુરાવો આપે છે

વાદિદેવસૂરિએ 'સ્યાદ્વાદરત્નાકર' આ અરસામાં રચ્યો છે

**ધર્મપ્રાણ લોંકાશાહ**—અમદાવાદમા ઝવેરીનો ધધો કરતા અને ફુરસદના સમયમા આગમોની પ્રતો લખતા ઝવેરી લોકાશાહ પદરમા સૈકામા એક પ્રખર સુધારક થઈ ગયા સતબાલે તેમને 'ધર્મપ્રાણ'નું વિશેષણ આપ્યુ છે શાસ્ત્રોના નિત્યવાચન અને લેખનથી તેમને લાગ્યું કે 'ચૈત્ય' અર્થાત્ 'મૂર્તિ'ને ભૂમિકા રાખવાથી પ્રગતિ કુઠિત થાય છે અને આધ્યાત્મિક વિકાસનો અવરોધ થાય છે એ સુધારો જેને માન્ય હતો તે 'સાધુમાર્ગી,' 'સ્થાનકવાસી,' અથવા સત્યનું'

સભારે છે ?" જર્મનીમા જેમ માર્ટિન લ્યુથરે પોપની લીલા બહાર પાડી 'પ્રોટેસ્ટંટ' પથ સ્થાપ્યો તેમ ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, પજાબ, તથા હિંદના અન્ય પ્રાન્તોમા લોંકાશાહની ક્રાન્તિને અપનાવનારા લાખોની સખ્યામા વિદ્યમાન છે સિદ્ધ હેમચન્દ્રાચાર્ય, શ્રીમદ્ રાજચન્દ્ર અને ધર્મપ્રાણ લોંકાશાહ કાર્તિકી પૂર્ણિમાના પવિત્ર દિવસે જન્મ્યા હતા

યશોવિજય—સત્તરમા સૈકામા ઉપાધ્યાય યશોવિજયે ધર્મની અને સાહિત્યની અનન્ય સેવા કરી હતી કાશીમાં પડિતોએ તેમને 'ન્યાયવિશારદ 'નુ બિરૂદ આપ્યું હતું તેમનાં 'નયપ્રદીપ', 'અધ્યાત્મસાર', 'જૈન તર્ક પરિભાષા', 'ન્યાયાલોક', વગેરે પુસ્તકો તેમની વિદ્વત્તા અને પ્રતિભાની પ્રતીતિ કરાવે છે હરિભદ્રસૂરિ જેવા તલસ્પર્શી વિદ્વાન, અને હેમચન્દ્રાચાર્ય જેવા સર્વશાસ્ત્રપારગત, સકલ મુનીશ્વરોમા શિખરરૂપ, તેઓ આગમના અનુપમ જ્ઞાતા હતા સવત્ ૧૭૪૩ મા ડભોઈમા તેઓનો સ્વર્ગવાસ થયો હતો.

આનદઘન—યશોવિજયજીના સમકાલીન લાભાનદ નામના સાધુ હતા, તેઓ અધ્યાત્મ યોગી પુરુષ 'આનદઘન' એ નામથી ઓળખાયા હેમચન્દ્રાચાર્યે લોકાનુગ્રહમા આત્મા અર્પણ કર્યો, આનદઘને આત્મહિત સાધનવૃત્તિને મુખ્ય માની લોક સગ તજી દઈ તેઓ વનમાં વસવા લાગ્યા જેમ થૅારોએ અમેરિકાના વૅાલ્ડન વગડામા વીસ વરસ વાસ

સંવત્ ૧૭૨૮ ના આસો શુદિ ચોથને દિવસે ધર્મસિંહજી મુનિ સુરતમાં કાળધર્મ પામ્યા ત્યારથી આજ સુધીમાં ચોવીસ આચાર્યો અને અનેક સાધુઓ આ સંપ્રદાયમાં થયા છે. ધર્મસિંહજીના સમકાલીન લવજી ઋષિ અને ધર્મદાસજી મહારાજે પણ ધર્મનો ઉદ્યોત સારો કર્યો હતો.

**પંડિત આત્મારામજી**—સત્તર વર્ષની વયે સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષિત થઈ એ સંપ્રદાયનો બાવીસ વર્ષ પછી ત્યાગ કરી ૩૯ વર્ષની વયે અમદાવાદમાં તપા ગચ્છમાં તેમણે પુનઃ દીક્ષા લીધી. પાલીતાણામાં તેમને સૂરિપદ અપાયું ત્યારે તેમનું નામ 'વિજયાનંદસૂરિ' રાખવામાં આવ્યું હતું. સાઠ વર્ષની ઉમરે ઇ. સ. ૧૮૯૭માં તેમનું અવસાન થયું. 'જૈનતત્ત્વાદર્શ,' 'અજ્ઞાનતિમિરભાસ્કર,' તથા 'જૈનમતવૃક્ષ' એમની વિદ્વત્તા બતાવે છે. 'સમ્યક્ત્વશલ્યોદ્ધાર' નામનું પુસ્તક જેઠમલજી મહારાજે રચેલ 'સમ્યક્ત્વસાર'ના ઉત્તર તરીકે તથા મૂર્તિપૂજાના બચાવ માટે છે. શિકાગો ધર્મપરિષદ્‌માં સ્વ. વીરચંદ રાઘવજી ગાંધીને મોકલવામાં પંડિત આત્મારામજીની પ્રેરણા હતી. યશોવિજયની માફક આત્મારામજીએ અનેક જૂનાં પુસ્તકો, ટીકા, અવચુરિ, વગેરેનું સંશોધન કર્યું હતું.

**શ્રીમદ્ રાજચન્દ્ર**—મોરબી પાસે વવાણીયા ગામના મૂળ વતની રાયચંદભાઈ ઝવેરીએ તેત્રીસ વર્ષની ટૂંકી જિંદગીમાં તત્ત્વજ્ઞ અને અધ્યાત્મવાદી તરીકે જૈન આલમમાં

જૈનજનતાની અનન્ય સેવા બજાવી ત્રણેક વરસ પહેલાં કાળ-ધર્મ પામ્યા રાજકોટની મહાવીર જ્ઞાનોદય સોસાઈટીએ તેમના વ્યાખ્યાનો સંગૃહીત કરી પ્રસિદ્ધ કર્યા છે

વા. મો. શાહ—'જૈન હિતેચ્છુ'ના અધિપતિ સદ્ગત વાડીલાલ મોતીલાલ શાહનુ, નામ જૈન આલમમા સુપરિચિત છે નીત્શે અને શૉપનહૉર જેવા પ્રખર વિચારકોના ગ્રન્થોના ઊંડા વાચનથી તેઓ માત્ર વિશાલદષ્ટિ જ નહીં પણ વિશ્વબન્ધુત્વની ભાવનાવાળા ખરા તત્ત્વજ્ઞાની બન્યા હતા પત્રકાર તરીકે તેઓ અજોડ હતા જૈન શાસનમા પેસી ગયેલ અનેક સડાને દૂર કરવા તથા રૂઢિચુસ્તતા નાબુદ કરવા તેઓ ફત્તેહમંદ નીવડયા હતા

શતાવધાની રત્નચન્દ્રજી—લીંબડી સંપ્રદાયના સાધુઓમા અનેક રત્નો થયાં છે અજરામર સ્વામી બહુશ્રુત હતા નાગજી સ્વામીમા અદ્ભુત વક્તૃત્વશક્તિ હતી જૈનાચાર્ય લવજી સ્વામીના ઉપદેશથી તથા તેમના શિષ્ય જેઠમલજી મુનિના ચાલુ પ્રયાસથી કાઠિયાવાડના અનેક રાજ્યોમા પશુઓ પ્રત્યેનું ઘાતકીપણું અટક્યું છે નાનચંદ્રજી મુનિએ 'સંત શિષ્ય'ના તખલ્લુસથી અનેક ભાવવાહી કાવ્યો રચ્યા છે તેમના શિષ્ય 'સંત બાલ' સૂત્રોના ગુજરાતી અનુવાદ કરી સામાન્ય જનોને શ્રુતરસનુ પાન કરાવે છે 'લઘુ'ના તખલ્લુસથી સદાનંદી છોટાલાલજી મુનિએ પ્રાસાદિક કાવ્યો રચ્યા છે પરંતુ મુનિ શ્રી રત્નચન્દ્રજીનુ પાંડિત્ય અનુપમ હતુ જૈન મુનિઓમા સંસ્કૃત, અર્ધમાગધી અને ગૂજરાતી એ ત્રણે ભાષાનું શાસ્ત્રીય પદ્ધતિએ તલસ્પર્શી જ્ઞાન બહુ વિરલ દષ્ટિગોચર

મનુષ્ય શરીર પામીને તે સત્યધર્મનુ શ્રવણુ દુર્લભ છે કે જે ધર્મને સાભળવાથી જીવો તપશ્ચર્યા, ક્ષમા અને અહિસાને પામે सव्वभूयप्प भूयस्स समं भूयाइ पस्सओ સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન જાણીને વર્તનાર તથા પ્રાણી માત્ર પર સમદષ્ટિથી જોનાર ખરો સયમી અથવા મોક્ષગામી કહી શકાય

जन्मना जायते शूद्र सस्काराद् द्विज उच्यते ।
विद्यया याति विप्रत्व त्रिभिः श्रोत्रिय उच्यते ॥

જન્મથી બધા શુદ્રોજ છે, સારા સસ્કાર પ્રાપ્ત કરવાથી દ્વિજ બની શકે છે, વિદ્યા પ્રાપ્ત કરવાથી વિપ્ર થઇ શકે છે, અને ત્રણે હોય તો શ્રોત્રિય બને છે ઉત્તરાધ્યયનમા પણુ એજ મતલબનુ કહ્યુ છે –

कम्मुणा बम्भणो होइ कम्मुणा होइ खत्तिओ ।

વાસ્તવિક રીતે વર્ણ વ્યવસ્થા જન્મગત નથી પણુ કર્મગત છે કર્મથી જ બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર થવાય છે

आहारनिद्राभयमैथुन च सामान्यमेतत्पशुभिर्नराणाम् ।
धर्मो हि तेपामधिको विशेपो धर्मेण हीना पशुभि समाना ॥

આહાર, નિદ્રા, ભય અને મૈથુનમા તો મનુષ્ય અને પશુ સરખા છે મનુષ્યમા ધર્મની જ માત્ર વિશેષતા છે જે મનુષ્યમા ધર્મ નથી તે પશુ જેવો છે ઉત્તરાધ્યયનમા પણુ ચાર બાબત દુર્લભ કહી છે —

चत्तारि परमङ्गाणि दुल्लहाणीह जतुणो ।
माणुसत्तं सुई सद्धा सजमम्मिय वीरियं ॥

થીઓ સાથે પણ જે મિત્રતાથી વર્તે છે, તે જ સાધુ છે, તે જ સયમી છે વળી કહ્યું છે કે—

यथा चतुर्भि कनक परीक्ष्यते
निघर्षणच्छेदनतापताडनै ।
तथा चतुर्भि पुरुष परीक्ष्यते
ज्ञानेन शीलेन गुणेन कर्मणा ॥

જેમ સોનાની કસોટી ચાર રીતે થઈ શકે છે—(૧) ઘસવાથી, (૨) કાપવાથી, (૩) તપાવવાથી, (૪) ટીપવાથી, તેમ માણુસની પરીક્ષા પણ ચાર રીતે થઈ શકે છે—તેના સમ્યગ્જ્ઞાનથી, સમ્યક્ ચારિત્રથી, ગુણ સમુદાયથી અને તેનાં કાર્યોથી આથીજ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને, તથા દાન, શીલ, તપ અને ભાવનાને જૈનધર્મમા ઘણુ જ મહત્ત્વ આપવામાં આવ્યું છે नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते એ જ પ્રમાણે જૈનશાસ્ત્રો પણ જ્ઞાનને પ્રાધાન્ય આપતાં पढमं नाणं तओ दया એમ કહે છે જ્ઞાન, ભક્તિ અને યોગ સમપ્રમાણમા સમિશ્રિત હોય ત્યારે ચારિત્ર ઉચ્ચકોટિનું કહેવાય છે योग कर्मसु कौशलम् એજ પ્રમાણે योगश्चित्त-वृत्तिनिरोध અને ભક્તિ માટે ભાગવતમા યોગ્ય કહ્યુ છે—

न साधयन्ति मा योगो न साख्य धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥

પ્રભુ જિસપર દયા કરતે હૈ ઉસેહી અપની ભક્તિકા વરદાન દેતે હૈ ગીતામા પણ કહ્યું છે કે જેઓ માયાને તરે છે તેઓ મને પ્રાપ્ત કરે છે

मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।

# ઉપદેશ વિચાર

## ૧

## હિતશિક્ષાપદો

અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે

જ્યાં સુધી ઘડપણ આવે નહિ, વ્યાધિઓ વધવા પામે નહિ અને ઇન્દ્રિયો શિથિલ થાય નહિ ત્યાં સુધીમાં ધર્મને આચરી લો

સર્વભૂત પ્રત્યે સંયમભાવ રાખવો એ અહિંસા છે

બધા જીવો જીવવા ઇચ્છે છે, મરવા નહિ; એમ જાણીને પ્રાણીવધ ન કરવો

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ જિનદેશિત ધર્મ પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યે આચરવો.

જીવિત કોઈપણ ઉપાયે જરા, વ્યાધિ અને મૃત્યુથી રહિત થઈ શકતું નથી, માટે કલ્યાણને ઇચ્છનારા મનુષ્યે જરાપણ પ્રમાદ ન કરવો. ઘડપણથી ઘેરાએલાનું રક્ષણ નથી એમ અવશ્ય જાણવું પ્રમત્ત, અસંયમશીલ અને હિંસક લોકો કેવી રીતે રક્ષણ મેળવી શકે?

જે માણસો દુર્બુદ્ધિથી પાપકર્મ કરીને ધન પેદા કરે છે તેઓ વેરયુક્ત થઈને નરકને માર્ગે જાય છે

ચોર જેમ પોતે જ કરેલા સંધિમૂળમાં પકડાઇ જાય છે તેમ પાપકારી મનુષ્ય પણ પોતે કરેલા કર્મોમાં જ બંધાય છે આ લોક અને પરલોકમાં સમસ્ત પ્રજા પાપ કરીને પીડાય છે કારણકે કરેલા કર્મોને ભોગવ્યા સિવાય છૂટકો નથી

અને લોભનો ત્યાગ કરવો, કારણ કે ક્રોધ પ્રીતિનાશક છે, માન વિનયનાશક છે, માયા મિત્રતાનો નાશ કરે છે અને લોભ તો સર્વવિનાશક છે

ક્ષમાથી ક્રોધને જીતવો, નમ્રતાથી માનને જીતવો, સરળતાથી માયાને જીતવી અને સંતોષથી લોભને જીતવો

જે પ્રમાણે ઝાકળના બિન્દુઓ દર્ભની અણી ઉપર લટકતા રહે છે તે જ પ્રમાણે મનુષ્યોનુ જીવિત અસ્થિર છે, માટે ધર્મારાધનાના સમયનો પ્રમાદ ન કરવો

પ્રાણીઓને મનુષ્યપણુ, ધર્મશ્રવણ, ધર્મશ્રદ્ધા, અને સંયમમા પરાક્રમ, આ ચાર વસ્તુઓ વારવાર મળવી બહુજ દુર્લભ છે

માટે વૃદ્ધજનોની સેવા કરવી મૂઢપુરુષના સંગથી દૂર રહેવુ પ્રતિદિન સ્વાધ્યાયનુ સેવન કરવુ અને ધીરજપૂર્વક સૂત્રાર્થનુ ચિન્તન કરવુ, કારણ કે આ પણ મોક્ષપ્રાપ્તિના માર્ગો છે

ઉપયોગપૂર્વક ચાલવુ, ઉપયોગપૂર્વક બેસવુ, ઉપયોગપૂર્વક સૂવું, ઉપયોગપૂર્વક ખાવુ, ઉપયોગપૂર્વક બોલવુ, આ પ્રમાણે દરેક ક્રિયામા ઉપયોગ રાખવાથી પાપકર્મો બધાતા નથી

જે સર્વભૂતો પ્રત્યે સમભાવ રાખે છે, જે હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ વગેરે કર્મોના આસ્રવોને રોકે છે અને જે સંયમાદિથી આત્માનુ દમન કરે છે તે સાધુપુરુષ પાપકર્મોથી લેપાતો નથી

કારણ કે તે સંયમરૂપ 'પ્રથમ જ્ઞાન અને પછી દયા'

એ વિચારને ધ્યાનમાં રાખીને દરેક પ્રવૃત્તિ કરે છે. કારણ કે તે જાણે છે કે જે અજ્ઞાની હોય તે કલ્યાણકારી કામ શું અને પાપકારી કામ શું એ જ્ઞાન કિયા શી રીતે જાણી શકે ?

જે મનુષ્ય, વસ્ત્ર, અલંકાર આદિ પોતે મેળવેલી ભિન્ન ભોગવસ્તુઓને પીઠ પાછળ કરી સ્વેચ્છાએ તજી દે છે તે જ ખરેખર ત્યાગીપુરુષ છે બાકી મનુષ્ય પોતાની પાસે એ ભોગવસ્તુઓ ન હોવાને કારણે હું ત્યાગી છું અર્થાત્ તે ભોગવસ્તુઓનો ઉપયોગ કરતો નથી એમ કહેનારો ત્યાગીપુરુષ હોવાનો દાવો કરે છે તે ખરેખર ત્યાગીપુરુષ કહેવાતો નથી.

જે કોઈ પ્રવ્રજિત સાધુ નિદ્રાશીલ થઈ ખૂબ ખાઈપીને સુખે સૂઈ રહે છે તે પાપશ્રમણ કહેવાય છે

કારણ કે મુંડનમાત્રથી કોઈ શ્રમણ થતો નથી. ઓમ્કારના માત્ર જાપ કરવાથી કોઈ બ્રાહ્મણ થતો નથી, અરણ્યવાસથી કોઈ મુનિ થતો નથી, અને કેવળ વલ્કલ ધારણ કરવાથી કોઈ તાપસ થતો નથી.

સમભાવ રાખનારો શ્રમણ છે, બ્રહ્મચર્ય પાળનારો બ્રાહ્મણ છે, મૌન સેવનારો મુનિ છે, અને તપસ્યા કરનારો તાપસ છે

કર્મથી બ્રાહ્મણ થાય છે, કર્મથી ક્ષત્રિય થાય છે, કર્મથી વૈશ્ય થાય છે અને કર્મથી શુદ્ર થાય છે

---

## ૨

## આત્મા છે કે નથી?

આ વિશ્વમા કઈ વખતથી જીવ છે કે નહિ એ પ્રશ્ન મનુષ્ય જીવનમા ચર્ચાતો આવ્યો છે કેટલાક માને છે કે મૃત્યુ થયા પછી જીવ કોઇ પરલોકમા જાય છે એ વાત સમજાતી નથી જીવો જીવે ત્યા સુધી એશઆરામ કરે અને બને ત્યા સુધી પોતાનુ ઇચ્છિત ધાર્યું કરી લે, પરતુ મરણ થયા પછી પરલોકમા કોઇને ઉત્તર આપવાનો છે તેવુ કાઈ જણાતું નથી જૂના વખતથી ચાલી આવેલા આર્ય અનાર્ય ભૂમિના પુસ્તકો એ સબધી ભલે તરફદારી કરતા હોય, પરતુ જીવને પરલોકમા પુણ્ય પાપ કે કૃત્ય અપકૃત્યનો બદલો આપવો પડે છે એ વાત બુદ્ધિમા ઊતરી શકતી નથી એટલે સમાજમાં સારૂ ચાલવુ કે કોઈ નિયમ નીતિમાં વર્તવુ એ બધી હકીકતો કોઈ વિચારકોએ સમાજના હિતના અર્થે શોધી કહાડી છે, પરતુ પરલોકને પુરવાર કરતી નથી આથી હિતાવહ એ છે કે એવી બાબતોમા પડયા કરતાં આ ચાલુ વિષયમા એટલે ચાલુ ભવના કાર્યમા ઉદ્યોગ, પ્રયત્ન કે કડાકૂટ કરવી સારી છે કારણુ તેનું ફલ આજે પ્રત્યક્ષ દેખાય છે જે વસ્તુ નથી અથવા જે વસ્તુ દેખાતી નથી, તે બાબતમા રસ, પ્રયત્ન, કે ઉદ્યોગ કેવલ વ્યર્થ કડા કૂટ છે જો કે દુનિયામા અનેક ધર્મ મડળોમાં ધર્મને

તેઓ પશુમા, પક્ષીમા, કે મનુષ્યોમાં જીવતા હોય છે ત્યા સુધી તેમના સામુ જુઓ અને કેવો આનદ, વિકાર, ખેદ કે ક્લેશ તેઓ અનુભવતા હોય છે! એ આક્રદ કે વિકાર જે અનુભવે છે તે જીવ છે એ જ જીવ એક સ્થલથી બીજે સ્થલે જાય છે આ વિશ્વમા અનેક યોનિમા જીવો આવજા, જન્મ મરણ, કરતા આપણી દૃષ્ટિમા આવે છે

હવે તમે પ્રશ્ન કરશો કે જીવ છે એ વાત ખરાબર છે, પરતુ તે પરભવમા જાય છે ને પુણ્ય પાપનું ફલ ભોગવે છે તે વાત કયા સિદ્ધ થાય છે? તમારી એ શકા હોય તો ઉત્તર એ છે કે મનુષ્યોમા ને ઈતર પ્રાણીઓમા જ્યા ત્યા પ્રવૃત્તિ થતી દેખાય છે, એ પ્રવૃત્તિમાં સારી કે ખોટી, ન્યાયવાળી કે અન્યાયવાળી વૃત્તિઓ દેખાય છે મનુષ્યોમા તમે જુઓ! કેટલાક મનુષ્યો, બીજા અનાથ ને પામર પ્રાણી સામુ અનુકપા ને દયાની દૃષ્ટિથી જોતા હોય છે, ત્યારે કેટલાક ધિક્કાર ને તિરસ્કારની વૃત્તિથી જોતા હોય છે જેઓ અનુકપા ને દયાની લાગણીથી જુએ છે તેમના અત - કરણમાં શુભ લાગણીથી પુણ્ય ઉત્પન્ન થાય છે, અને જેઓ તિરસ્કારની લાગણીથી જોતા હોય છે તેમના શરીરમા પાપની લાગણી હોવાથી પાપ ઉત્પન્ન થાય છે હવે તમે કહેશો કે કયુ ફલ ક્યા ભોગવાય છે? તો પ્રત્યક્ષ દેખાય છે કે, આજે કઈ લોકો કેવળ સુખ ભોગવતા હોય છે, તો કેટલાક એકલું દુ ખ ભોગવતા દેખાય છે, ત્યારે કેટલાક કાઈક સુખ ને કાઇક દુ ખ ભોગવતા આપણે જોઇએ છીએ. એ સુખ દુ ખ જીવોની પોતાની [illegible] ન વચનને શરીરની કરેલી કરણી-

સારૂ ગૃહ હોય તો સારૂ ? અરે ! તે બધા કરતા જો તેને પતિ સારો મળે તો બહુ સારૂ આજે કે આ વર્ષે આટલો લાભ મળ્યો છે પણ બે ત્રણ વર્ષ જો સારા જાય તો પછી હવે વધારે પ્રયત્ન કરવો નથી" આવી આવી કલ્પનાઓ જે જીવ કરે છે તે જીવ નથી તો કોણ કરે છે ? એ કલ્પના કરનાર જીવ જ ઘણા કાલનો છે

આ દેખાતા જીવને આવતા ભવની ચિંતા કે કાળજી નથી તે વાત બરાબર છે, પરંતુ તેનું કારણ શું ? તેનામા અગાધ મોહ છે, તેનામા વિષય ને કષાયનું પ્રાબલ્ય છે જેમ જેમ વિષય કષાય પ્રબલ બને છે, તેમ તેમ તે ઘણા સારા વિચારથી દૂર જતો જાય છે જેમ વિષય કષાય ઓછા હોય છે, તેમ તે 'આ જીવ છે' એ વિચાર પાસે આવતો જાય છે મનુષ્ય જેમ એક ઘરમા વધુ વખત રહે છે, તેમ તેનામાં આસક્તિ વધારે હોય છે તેમ જીવોમા વધારે વિષય કષાય છે તે ઘણા ભવનો છે એમ પ્રતીતિ કરાવે છે જીવ જો એક ભવનો હોત તો આટલો બધો કષાય કે વિષય ન હોત એટલે મનુષ્યોમા વિષય કષાયની જે પ્રબલતા દેખાય છે, તેથી સ્પષ્ટ સમજાય છે કે એ જીવો ઘણા ભવથી ચાલુ છે જીવો સમજે છે કે આપણે ફોગટ મહેનત કરીએ છીએ, કારણ મહેનત કરીને ભેગુ કરેલુ ધન મૂકીને જવું પડે છે ઘણા લોકોને દેખીએ છીએ કે તેઓ ધનના ઢગલા મૂકી મૂકીને ચાલ્યા ગયા છે તેમનુ ભેગુ કરેલુ ધન તેઓ પોતે પૂરૂ ભોગવી શકતા નથી આમ સમજવા છતા તેઓ શા માટે ધનને એકઠુ કરવા મચ્યા રહેતા હશે ? તમને આનો

મૃત દેહમા એ આસક્તિ ને તૃષ્ણા શું જણાય છે કે ? એ તૃષ્ણા ને આસક્તિ જીવે પોતે પોતામા કરી હતી એ જીવ જતા એ જીવ સાથે જાય છે કરોળીઓ નાનું પ્રાણી દેખાય છે તે પોતે પોતાના એટલા નાના મુખમાથી લાળ ઉત્પન્ન કરે છે એ લાળથી તે પોતાને ચાલવાનો માર્ગ રચે છે એ કરોળીઓ જીવતાં સુધી લાળને ઉત્પન્ન કરી શકે છે મરી ગયા પછી તે લાળ બધ થાય છે તેમ આ જીવ પોતાના જીવવા સાથે તૃષ્ણા ને આસક્તિ ઉત્પન્ન કરે છે મર્યા પછી જ્યા જાય છે ત્યા એ આસક્તિ ને તૃષ્ણા તે જીવ સાથે જાય છે લાળ શરીરથી થાય છે, તો શરીર સાથે જાય છે, ને તૃષ્ણા આસક્તિ જીવથી થાય છે તો જીવ-સાથે જાય છે

હવે તમે કહેશો કે જીવ હોય તો દેખાવો જોઈએને ? આ પ્રશ્ન બરાબર છે પરતુ આપણે વિચાર કરીએ કે આ વિશ્વમાં જેટલી વસ્તુઓ છે તે શું બધી આપણે જોઇએ છીએ ? જો નથી જોઇ શકતા તો શુ તે વસ્તુ નથી ? ખરેખર તેમ નથી જુઓ આકાશ છે ને ? શુ આપણે આકાશને જોઈએ છીએ ? જો નથી જોતા તો શુ આકાશ નથી ? એમજ આ ઝાડ, પાદડા, પુષ્પ, ફલને હલાવે છે તે પવનને આપણે જોઈએ છીએ શુ ? જો પવનને નથી જોતા તો શુ પવન નથી એમ તમે કહી શકશો ? શુ તમારા અન્તરાત્માને પ્રતીતિ થાય છે કે પવન છે જ નહિ ? આપણે કેટલીક વખત શાંત વિચારમા ને સારા સ્થાનમા બેઠા હોઈએ ત્યાં દૂરથી કેટલીક વખત કાંઈક મધુર ખુશબો આવે છે,

આવે છે સ્થૂલ બાબતમા વિચારો કે ધનથી ધનિક ઓળખાય છે બોજો ઉપાડવાથી મજુર છે એમ પ્રતીતિ થાય છે રગવાનુ કાર્ય કરવાથી એ મનુષ્ય રગરેજ છે એમ મનુષ્યો ઓળખે છે

જેમ ગુણથી ગુણી સમજાય છે તેમ આ જીવ તેના પોતાના ચેતન ગુણથી કે જ્ઞાન ગુણથી ઓળખાય છે એ ચેતન ગુણ તે શરીરમા લોઢાના ગોળામાં અગ્નિની જેમ એકમેક થઈ રહ્યો છે એ લોઢાના ગોળાને જો ઉપર ઘણુ મારવામા આવે તો અગ્નિ ઝરે છે, તેમ આ શરીરને જો કાઈ ઈજા કરવામા આવે તો તે પ્રાણી ઝબકી ઊઠે છે, ત્રાસી ઊઠે છે, અરે બૂમરાણ કરી મૂકે છે પ્રાણી ત્રણે કાલ અખડિત છે એ ઊઘ લીધા પહેલા હતો, તેની ઉઘમા છે, અને જાગ્યા પછી પણ તે જ છે તે પોતે જાગ્યા પછી વિચારે છે કે ઊઘ પહેલેથી જ મૂકી હતી તે ક્યા ગઈ ? તે વિચાર કર્યા પછી તે પોતે શોધી કહાડે છે

તાત્પર્ય એ છે કે આ બોલે છે તે જીવ છે ને તે ઘણા ભવથી ચાલુ રહેલ છે તમે તેને ઓળખો અને ઊડી નિગાહ કરીને તેનો સ્વીકાર કરો. અવશ્ય તેને પરલોકમાં જવુ પડશે

મનુષ્યો ! આ પાચ ભૂતથી થયેલુ શરીર પુતળુ આ જમીનમા દટાશે કે અગ્નિમા લય થશે પરતુ તેમા રહેલો જીવ–આત્મા તે તો આ જમીનમા દટાશે કે બળશે નહિ. તે તો આ શરીર, વાણી ને મનથી થયેલી ક્રિયાઓથી જે જે પ્રવૃત્તિઓ ને ... [illegible]શે, તે સાથે લઈ પરલોકમા

વિકાસ કે સમજણ પ્રમાણે ગડમથલ કરતા હોય છે મોટા જીવો (મનુષ્યો) ધન કે સુખ અર્થે જેમ પ્રવૃત્તિ કરે છે, તેમ નાના જીવો આહાર અર્થે પ્રવૃત્તિ કરતા હોય છે એ બધી પ્રવૃત્તિમા પુણ્ય પાપ કારણ છે અને એ પુણ્ય પાપ જીવને તેમના પોતાના સુખ દુઃખમા નિમિત્ત થાય છે આ પુણ્ય પાપથી મનુષ્યો ઊચા નીચા, ભલા ભૂડા થાય છે અને તે લોકમા પ્રત્યક્ષ દેખાય છે

### સવૈયા ત્રેવીશા

એક કે પાય અનેક પડે, પુનિ એક અનેકકી પાય પરે હે,
એક અનેકકી ચિંત હરે, અરૂ એક ન આપણા પેટ ભરે હે
એક ખુશાલી સૂએ સુખપાલમે, એકકુ સધન ખટ્ ઝીરે હે,
દેખો હિ ધર્મસિંહ સારી જહામે, પુણ્ય રૂ પાપ પ્રત્યક્ષ હી રે હે.

એક મારા વિચારક શ્રીમાન્ ધર્મસિંહજી કહે છે કે હે મનુષ્યો ! આ વિશ્વમા તમે જ્યા દૃષ્ટિ કરો ત્યા તમને પુણ્ય પાપની મહત્તા દેખાશે જુઓ એક મનુષ્ય (રાજા) ના પગે અનેક પડે છે, ત્યારે એક (ગરીબ) મનુષ્ય અનેકના પગે પડે છે એક મનુષ્ય અનેકની ચિંતા હરે છે, ત્યારે એક મનુષ્ય પોતાનુ પેટ પણ ભરી શકતો નથી એક મનુષ્ય સુદર સુખપાલમા સૂવે છે, ત્યારે એક મનુષ્યને માત્ર ભાંગી ગયેલો ખાટલો પણ માડ માડ મળે છે આમ આવડો વિરોધ હોવામાં કારણ શુ હશે? ખરેખર હે વાચકો ! તમે સમજો આખા વિશ્વમા (જહામા) પુણ્ય અને પાપ તેમા કારણ છે એમ આપણી આખે દેખાય છે

૩

## વિશ્વ

આ જગતમા જીવ છે એ વાત સમજાય તો વિશ્વ છે એ પણ સમજાય તેમ છે જેને વિશ્વ કે જગત કહેવામા આવે છે તે જીવ ને જડથી વ્યાપ્ત છે જો કદાચ માનો કે જીવ નથી તો વિશ્વ પણ નથી પાણી બે પદાર્થો ઓકસીજન અને હાઈડ્રોજનથી બનેલું છે, પણ જો એ બે પદાર્થો છૂટા પડી જાય તો પાણી ચીજ રહે નહિ તેમ જીવ ને જડ એ પદાર્થો જો છૂટી જાય તો વિશ્વ વસ્તુ રહી શકે નહિ આ વિશ્વ જે દેખાય છે તે કઈ કાળથી ચાલુ છે, અને ગમે તેટલો કાળ જશે તો પણ આ વિશ્વ આ પ્રમાણે ચાલુ રહેવાનુ જૈન દર્શન પ્રમાણે આ વિશ્વમા છ પદાર્થો કે દ્રવ્યો છે તેમા પાચ પદાર્થ અરૂપ કે અમૂર્તિમાન છે ને એક પદાર્થ રૂપ ને મૂર્તિમાન છે જે મૂર્તિમાન છે તે પુદ્ગલ છે જે જે પદાર્થ દેખાય છે તે સર્વ પુદ્ગલ છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, ને કાલ એ પાચ અરૂપી છે કોઇ રીતે એ મનુષ્યની દૃષ્ટિમા આવતા નથી પરતુ અનુભવથી વસ્તુઓ સમજાય છે આકાશ કે પોલાણ કે માર્ગ એ અનુભવથી સમજાય છે તેમ કાલ–વખત પણ અનુભવમાં આવે છે જીવો છે તે પ્રાણી માત્રમા ને મનુષ્યમા પ્રવૃત્તિ કરતાં, આપણે કરતાં. સમજાય છે હવે ધર્માસ્તિકાય ...

મનુષ્ય ગતિમા જાય છે, ને કદાચ માયા અસત્ય કરે છે તો તિર્યંચમાં જાય છે. પરન્તુ મનુષ્ય વર્ગમા કેટલાક એવા જીવો છે કે જેઓ ઘણો અધર્મ, અન્યાય, પાપ, દુરાચાર, ને જૂલમ કરતા હોય છે તેઓ નૈરયિક ગતિમા જાય છે ને જેઓ ઘણો સદાચાર, સદ્વર્તન, અત્યંત ત્યાગ, વિષય નિરોધ, અને આત્મદમન કરતા હોય છે તેઓ સ્વર્ગ (દેવ) લોકમા જાય છે હવે જે જીવોને આ વસ્તુનો વિશ્વાસ નથી તેઓ આ બધી વસ્તુને હમ્બગ (ગપ) કહે છે એટલે તેમની દૃષ્ટિએ સ્વર્ગ કે નરક વસ્તુઓ નથી પરન્તુ હે જીવો! હે સુજ્ઞ મનુષ્યો! વિચારો કે પ્રાણી માત્ર, સામાન્ય કે વિશેષ, સવળી કે અવળી પ્રવૃત્તિઓ કરતા હોય છે, ત્યારે તે વસ્તુનુ ફલ ન હોય, અથવા જે કારણ થયું છે તેનું કાર્ય કાંઈ ન હોય તો એ વસ્તુ (કારણ) ફોકટ જાય છે પરન્તુ દુનિયામા એવું કદિ બન્યું નથી કે કારણ હોય તેનું કાર્ય ન હોય આજે પુત્ર હોય તે કદાચ પોતાના પિતાને ન જુએ અથવા તેના જન્મ પહેલા પિતા આ વિશ્વમાથી ઉપડી જાય તો શું પિતા ન હતા તેમ કોઈ કહી શકશે કે? અર્થ એ છે કે કારણ હોય તો કાર્ય થાય છેજ અને કાર્ય થયું તો કારણ હતું એક દેખાવાથી બીજાની પ્રતીતિ આવે છે જ તેમ જો મનુષ્યો બેહદ અનાચાર અને અત્યંત ભારે કર્મ કરતા હોય તો નરક હોય તેમા શંકા શી? તેમજ જો મનુષ્ય ઘણા સદાચારનું પાલન કરતા હોય તો સ્વર્ગલોક છે એ વાત નિ:સંશય છે

ઇતિહાસ દૃષ્ટિએ જોઈએ તો મનુષ્યોને અનુભવ થાય

છે કે રામ લક્ષ્મણ, કૃષ્ણ, પાંડવો, મહાવીર, બુદ્ધ, આદિ
અનેક માનવીઓ આજ સુધીમાં આ પૃથ્વી ઉપર થઈ ગયા
છે એ આજ સુધીના માનવીઓ કે તેઓ બધા પવિત્ર
હતા યા બધા પાપિષ્ઠ જ હતા તેઓ ક્યાં ગયા હશે?
જો સ્વર્ગ ને નરક આપણે ન માનીએ તો એ લોકોને એ-
મનું સ્થાન શું હોય? જો એ લોકોને આપણે મહાત્મા
સમર્થ ને દિવ્ય પુરુષો તરીકે માનીએ તો તેઓ સ્વર્ગમાં
કે મોક્ષમાં હોવા જોઈએ. જેમણે ઘણાખરું કર્યું અને ઘણા
સત્કાર્યો કરી આ વિશ્વમાં અનાદિ ને કીર્તિ મેળવી
તેમને માટે કેવું સ્થાન હશે? અર્થ એ છે કે જેમણે ઘણા
જીવોનો સંહાર કર્યો હતો અને પૃથ્વી પર હિંસા કરી
ગયા તેઓ નરકમાં હોવા જોઈએ. મનુષ્યોને સ્વર્ગ ને
નરકનો વિશ્વાસ નથી આવતો, પરંતુ અપૂર્વ ધર્મને માનીએ
તો એ વસ્તુ સહજે સમજી જવાશે.

જૈન પુસ્તકો કહે છે કે આ વિશ્વ ચાર ગતિઓનું
બનેલું છે. તે આ નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ
ને દેવગતિ. એ ચાર ગતિમાં જીવો ભ્રમણ કરે છે. મનુ-
ષ્ય ને તિર્યંચ ગતિ આપણી નજરે દેખાય છે, નારકગતિ ને
દેવગતિ એ બે આપણે જોઈ શકતા નથી, પરંતુ એ બંને
ગતિમાં અસંખ્ય જીવો છે. બ્રાહ્મણ ને બૌદ્ધ પુસ્તકો નરક
ને સ્વર્ગ વિષે વાત કહે છે પરંતુ જૈન પુસ્તકો જેમ અને
જેટલી વિસ્તારથી વાત કરે છે તેમ અને તેવી રીતે તેઓ
વાત કરતા નથી.

આ વિશ્વ ઘણા કાળથી ચાલુ છે. અર્થાત્ આ વિશ્વને

આદિ નથી ને અંત પણ નથી કોઈ કાલે આ વિશ્વનો પ્રલય થશે તેમ નથી પરંતુ જીવો તો જન્મ મરણની હારમાળામા ગોઠવાઈ ગયા છે તે જીવોને સમજવાનો અવકાશ નથી કે આમ શા માટે ચાલી રહ્યું છે ક્ષુદ્ર જીવો જેમ જીવવા માટે અહોનિશ આહાર પાણી શોધતા હોય છે તેમ મનુષ્યો પણ અહોરાત્રિ ખાવા પીવા માટે ઉદ્યોગ કરતા હોય છે ક્ષુદ્ર જીવો આહાર, ભય, મૈથુન ને નિદ્રાનો આશ્રય લેતા હોય છે તેમ મનુષ્યો પણ આહાર, નિદ્રા, મૈથુન, ને પરિગ્રહમાં વખત ગાળતા હોય છે આ વિશ્વમા જ્યા નજર કરો ત્યા જીવ, જીવ, ને જીવ ફરતા ચરતા ને તરતા હોય છે બ્રાહ્મણ પુસ્તકો કેટલીક વખત બુદ્ધિ ને વિચારમા થાકતા હોય છે એટલે કહે છે કે આ વિશ્વ અમુક વખત પહેલા નહિ હતુ, પરંતુ અમુક કાલે ને અમુક પ્રસંગે થયું આજના પાશ્ચાત્ય વિદ્વાનો વળી અનેક જુદી જુદી ઘટનાઓ ને વિચારણાઓથી કહે છે કે આ વિશ્વ અમુક ક્રોડ વર્ષ પહેલા નહિ હતું, પરન્તુ પછી થયું છે અર્થ એમ છે કે ભિન્ન ભિન્ન સંસ્કારના યોગથી આ વિશ્વ વિષેની સ્થિતિ મનુષ્યો ગમે તેમ કલ્પે પરન્તુ બુદ્ધિથી વિચારનાં જૈન પુસ્તકો કહે છે કે આ વિશ્વ અનાદિ અનંત છે કારણ આ વિશ્વનો સ્રષ્ટા કે કર્તા કોઈ નથી આ વિશ્વ ત્રિકાલ અખંડ અને અવ્યવચ્છિન્ન છે

નૈરયિક, પશુ પક્ષી, મનુષ્ય ને અમરો આમ ચારે ગતિમા આવ જા કરતા હોય છે આ ચાર ગતિને તેમા રહેલા જીવો ક્યારેય ન હોય એમ બનવું જેમ અસંભવિત છે, તેમ

મેળો–સમુદાય એકત્ર મળે છે અને જેમ છૂટો થતાં ભિન્ન, ભિન્ન દિશામા ચાલ્યો જાય છે, તેમ આ વિશ્વ એક મેળો કે સમુદાય છે, જેમા અગણિત જીવો ભેગા થયા છે કેટલાક જીવો નૈરયિક ગતિમા છે, કેટલાક તિર્યંચ (પશુ પક્ષી વિકલેન્દ્રિય અને એકેન્દ્રિય) ગતિમા છે, કેટલાક મનુષ્ય ગતિમા છે, ને કેટલાક દેવગતિમાં છે આ ચાર ગતિમા રહેલા જીવો સસારસ્થ જીવો કહેવાય છે આટલા સિવાય જીવો મુકતાત્મા છે કે જેઓ સસાર બહાર રહેલા છે તે જીવોને સસારમાં ગણતા નથી કારણ તે જીવો ત્યાથી હવે છૂટવાના નથી તેમ હવે તેઓ એ ચાર ગતિમા આવવાના નથી એ ચાર ગતિમા રહેલા જીવો સામાસામી ગતિમા આવજા કરે છે

## ૪

### કર્મ ( પુણ્ય પાપ )

કર્મ એટલે શું એમ મનુષ્યો પ્રશ્ન કરશે, તો સમાધાન એ છે કે પ્રાણીમાત્ર કર્મ–પ્રવૃત્તિ કરે છે કોઇ જીવ પ્રવૃત્તિ વિના રહી શકતો નથી ઝીણા જીવોથી માડી મોટા જીવો સુધી પ્રવૃત્તિ ચાલુ છે એ પ્રવૃત્તિને કર્મ કહે છે, ઉદ્યોગ કહે છે, ક્રિયા કહે છે, અને કર્મ એ કરવું પણ કહે છે એ કર્મ છે એટલે જે કર્મ કરે છે તે જ સુખ દુ ખનુ કારણ છે સુખ દુ ખ છે તે તો કાર્ય છે અથવા ...

થાય તો પણ તે મનુષ્ય એ શિક્ષાથી છૂટી શકતો નથી. તો પછી કોઇ મનુષ્ય એક તો શું પણ અગણિત મનુષ્યોનો સંહાર કરી નાખે કે યુદ્ધમાં હોમી દે તો તેનો બદલો કર્મ–કુદરત કે એ પ્રવૃત્તિ તેને આપે કે નહિ? અહીં ન મળે તો બીજી કોઇ ગતિમાં તેને અવશ્ય ઉણુ રહેવું પડશે એ વાત આજનો વિદ્વવર્ગ કબૂલ કરશે કે નહિ? કહે છે કે નીરો નામનો ગજા એક વખત કોઈ પહાડ ઉપર રહ્યો રહ્યો વાંસળી વગાડતો હતો તે વખતે એને શોખ લાગ્યો કે મનુષ્ય કેમ મરી જતા હશે? ત્યારે તેણે કહે છે કે શહેરમાં એક મોટો અગ્નિ લગાડયો હતો અને તેને એક વખત જાણવાનો શોખ થયો કે એક પછી એક આ પહાડ પરથી આ હાથીઓને નીચે હડસેલી મૂકું તો કેવો અવાજ થાય છે અને તેઓ કેવી ચીસ પાડે છે વાચકો, આ જાણવા માટે તેણે કેટલાએ હાથીઓને પહાડ ઉપરથી ધકેલી મૂકયા આ વાત આજનો અભ્યાસી વર્ગ સારી રીતે જાણતો હશે હવે એમાં સમજવાનું એ છે કે આવું કાર્ય તેણે શોખથી કર્યું હોય અથવા કોઇ અજ્ઞાનથી કરે કે પછી કોઈ સ્વાર્થને વશ થઈ કરે, પરન્તુ તેનું પરિણામ તેને મળે કે નહિ? જૈન દર્શન કહે છે કે એ કર્મ–ઉદ્યોગ તેના પાપ ભણી જાય છે, નહિ કે પુણ્ય ભણી એ પાપ જે દુઃખ રૂપ છે. તે દુઃખ તેને મળવાનું આમ જીવની કૃતિ, ક્રિયા, ચેષ્ટા, હંમેશા પોતાના ગેરલાભમાં જાય છે જૈન પુસ્તકો કહે છે કે નરક ગતિ ન હોય તો આવા અગણિત પાપિષ્ટ ને અધમ જીવો પોતાના પાપનો બદલો લે[illegible]? આ વિશ્વમાં મનુષ્યો ને પશુઓ

જ નથી, પરતુ સામાન્ય મનુષ્ય કે ગરીબ મનુષ્ય હોય તો પણ યુવાવસ્થામા ઘણા જ અકાર્યો કરી બેસે છે મનુષ્યોને એ ઇદ્રિયો કોઈ ઉધા રસ્તે કે ભૂલના માર્ગે જ્યા જુઓ ત્યા ઘસડી જતી હોય છે મનુષ્યને ગમે તેવા પાપને માર્ગે તે વિષયો ચડાવતા હોય છે હવે વિચારો કે મનુષ્યો આમ શા માટે કરે છે? ખરેખર મનુષ્યો તો કરે છે પરતુ પશુઓ સામુ જુઓ! તેઓ વિષયને અંગે કેવાં તોફાન કરતા હોય છે!

આ વિશ્વમા જ્યા જુઓ ત્યા આમ પ્રાણીઓની પ્રવૃત્તિ થતી દેખાય છે જ્ઞાની પુરુષો કહે છે કે જીવો આમ વિશ્વમા વિષયથી જ્યાં ત્યાં ઘસડાઈ રહ્યા છે, નિવૃત્તિ પામી શકતા નથી જીવો ગમે તે ગતિમાં જાય પણ એ સુખની ઇચ્છા ને વિષય ભણી વ્યાકુલતા અહોરાત્રિ સેવતા હોય છે

હકીકત એ છે કે મનુષ્યો અને પશુઓ આમ વિષયને અગે અનેક પાપના પ્રપચમા રમતા હોય છે હવે કહો તેઓ પાપના કર્મ કરે છે કે પુણ્યના કર્મ કરે છે? તેમને પાપનુ ફળ મળશે કે પુણ્યનુ ફળ મળશે? સ્પષ્ટ સમજાય તેમ છે કે પશુઓ અને મનુષ્યો આ વિષયને અગે અનેક દુરાચાર ને તેને અગે થતો જુલમ હિસા અને કુકર્મ કરતા હોય છે જો આખમાં અનુભવ આવતો હોય તો એ વાત સ્પષ્ટ છે કે નરકગતિ હોવી જોઈએ અને નરકગતિનુ સ્થાન મનુષ્યો અને પશુઓ પૂરુ કરતા હોય છે નરકગતિમા જવાને જો પશુઓ ને મનુષ્યો કર્મ–પાપ

કરતા હોય છે તો સ્વર્ગમાં જાયને પણ તેઓ પુણ્યકર્મ કરતા હોય છે. પાપકર્મ ઓછો કરે છે તો પુણ્યકર્મની પ્રવૃત્તિ પણ તેઓ ધારે તો કરી શકે છે

મનુષ્યો ને પશુઓ કોઈ વખત સારા સંયોગમાં આવી જાય છે અને અથવા તેવી પ્રવૃત્તિ કરતા નથી. તેઓ નિરાધાર હોય છે તે વખતે તેમને ક્ષુધા ને તૃષાની કેટલીક વખત પીડના થાય છે ત્યારે તેઓ સહન કરતા હોય છે અથવા શરીરમાં કાંઈ પણ દર્દ ઉભુ થાય છે ત્યારે તેઓ શરીરમાંથી તે દુઃખને સહન કરતા હોય છે આ દુઃખ સહન કરવામાં તેઓ ખુશી નથી; પરન્તુ આવે છે ત્યારે અનિચ્છાએ સહન કરે છે, તેથી તેઓ એવા પુણ્યો બાંધે છે કે સ્વર્ગમાં જાય છે મનુષ્યોમાં કેટલાક કે જેઓ જન્મથી આવા જોગી અવધૂત થઈ તપસ્યા કરતા હોય છે વસ્ત્ર વિના શરીરે શીત (ઠાર) તાપને સહન કરતા હોય છે. વળી વખત ખોટા ખુલ્લા આકાશમાં ને નદીની કાંઠીમાં રહેતા હોય છે. કેટલાક સૂર્યના ને અગ્નિના તાપથી શરીરને તપાવી રહ્યા છે, તેઓ વળી અગ્નિના તાપસો હોય છે તેમાં કેટલા પણ અગ્નિના તાપસો આ મનુષ્યો થાય છે સમજણ પૂર્વક કે અસમજણ પૂર્વક શરીરના મોહ ને માને ત્યાગતા હોય છે પશુઓ પણ કેટલીક વખત પૂર્વ જન્મના સંસ્કારો યોગ આવતાં ઇચ્છા પૂર્વક મોહ ને માને ત્યાગતા હોય છે અને તેમ કર્મ ક્ષુધા તૃષા, વ્યાધિ, વગેરે પણ સહન કરતા હોય છે. અર્થ એ છે કે આ મનુષ્યો ને પશુઓ અવશ્ય સ્વર્ગમાં જાય છે.

જૈન પુસ્તકો કહે છે કે જીવોની કરણી પુણ્ય પાપ ભણી હમેશા ચાલુ હોય છે જેમ મનુષ્યો સવળા ઉદ્યમથી પૈસાદાર ને સુખી થાય છે ને અવળા વર્તનથી દુઃખી થાય છે, તેમજ મનુષ્યો ને પશુઓ હિંસા, દુરાચાર, ને જુલ્મની પ્રવૃત્તિ કરે છે, તો ખરાબ ગતિ કે નરક ગતિનો ઉપાય કરે છે જો મનુષ્યો ને પશુઓ હિંસા, દુરાચાર ને અધમતા ભણી નહિ જતાં તપસ્યા કે કષ્ટ સહન કરતા હોય છે અને સ્વવશે કે પરવશે ક્ષુધા, તૃષા, વેદના વગેરેને સહન કરતા હોય છે તો સ્વર્ગ ભણી જાય છે જૈન પુસ્તકોનું વક્તવ્ય એ છે કે મનુષ્ય અને પશુઓમા જેમ પુણ્ય પાપ કરવાની પ્રવૃત્તિ દેખાય છે, તેમજ પ્રાણી માત્રમા ભલી ને ભૂડી કરવાની પ્રવૃત્તિ કે ટેવ રહેલી છે જ્યા સુધી જીવોની પ્રવૃત્તિ ચાલુ છે ત્યાં સુધી આ સંસાર ચાલુ છે મનુષ્યો માને કે ન માને પણ આ વિશ્વમા જ્યા ત્યા જીવોની પ્રવૃત્તિ દેખાય છે એ પ્રવૃત્તિથી તેમની જન્મ ને મરણની હારમાળા થતી દેખાય છે મનુષ્યોમા જેમ મરે છે, તેમજ પશુઓમા ને ક્ષુદ્ર પ્રાણીઓમા એ મરણની હારમાળા ચાલુ છે જ્યા વસતિ ઓછી ત્યા ઓછી ઉત્પત્તિ ને ઓછા મરણ છે, પરતુ જ્યા વસતિ વધારે ત્યા વધારે ઉત્પત્તિ ને વધારે મરણ છે મનુષ્યોમા જેમ ખાવા પીવાની લાલસા છે, તેમજ પશુઓમા ને ક્ષુદ્ર પ્રાણીઓમા એટલી જ લાલસા છે એટલે લાલસા કે સંજ્ઞાથી ક્ષુદ્ર જીવો પણ ખાવા પીવા ને ભોગની પ્રવૃત્તિમાં હોય છે તેમને પણ પુણ્ય પાપના વિચાર સંકલ્પ વિકલ્પ થયા કરે છે મનુષ્યોમા ને પશુઓમા જેમ ખાવાની પ્રવૃત્તિ છે. તેમ સ્વર્ગમા દેવોને ને નરકમાં નારકોને ખાવાની

પ્રવૃત્તિ નથી એ વાત બરાબર છે પરન્તુ દેવોને ભોગભૂમિમાં ઘણું આનંદ હોય છે તેથી તેઓ પુણ્ય ને પાપમાં આવેલા હોય છે નારકોમાં ભોગભૂમિ નથી, પરંતુ કષાય બહુ છે ને વેશ્યા આદિ બહુ છે તેથી તેઓ પાપને ઉત્પન્ન કરતા હોય છે. વળી તે નારકોને દુઃખ ભોગવવાનું દુઃખ લાગે છે તેથી તેઓ કલ્પના ઉપયોગથી ને ક્રોધ આદિ વિચારથી પુણ્ય પણ ઉત્પન્ન કરે છે

મતિતાર્થ એ છે કે જીવ જ્યાં જાય તે શુભ યોનિનો હોય કે પછી સ્થૂલ યોનિનો હોય, પરંતુ તે પ્રાણિમાત્ર છે ને તે પ્રવૃત્તિ પુણ્ય પાપની જ હોય છે જ્યાં સુધી જીવો એ પ્રવૃત્તિથી છૂટી શકે નહિ ત્યાં સુધી આ સંસારમાં ભારે મતિયા આવજા કરતા હોય છે જીવ જ્યારે ઘણું પુણ્ય ઉત્પન્ન કરે ત્યારે સ્વર્ગમાં જાય છે, તેમ જ્યારે ઘણું પાપ કરે છે ત્યારે નરક યોનિમાં જાય છે જેમ પુણ્ય ન્યૂન ને પાપ વિશેષ હોય ત્યારે તિર્યંચ કે પશુ યોનિમાં જીવ જન્મ લે છે ને પાપ ન્યૂન હોય ને પુણ્ય વિશેષ હોય ત્યારે માનવ જાતિમાં જીવો અવતરે છે જીવોને સાધન પુણ્ય પાપને ઉત્પન્ન કરવામાં મન વચન અને શરીર છે જેમ સાધન મજબૂત હોય તેમ પુણ્ય પણ વિશેષ ઉત્પન્ન કરે છે ને પાપ પણ વિશેષ ઉત્પન્ન કરે છે સાધન (મન વચન ને કાયા) જેમ નિર્બળ હોય છે તેમ તેઓ પુણ્ય ને પાપ વિશેષ ઉત્પન્ન કરી શકતા નથી. જે જીવોને શરીર, વાણી ને મન છે તેઓ પાપ ને પુણ્ય વિશેષ કરે છે હવે તેમની સાથે પુણ્ય ભળી હોય તો પુણ્ય વિશેષ થાય છે

ને પાપ ભણી હોય તો પાપ વિશેષ થાય છે અન્ય દર્શનો આવો સ્પષ્ટ ને સમજી શકાય તેવો ખુલાસો કરતા નથી, પરન્તુ જૈન પુસ્તકો તો આ વિષે બહુ સ્પષ્ટ સમજાવે છે હવે લોકોને શકા એ થશે કે જીવો પુણ્ય પાપની પ્રવૃત્તિ કરી રહ્યા છે, તો એ પ્રવૃત્તિથી છુટી શકે એવો કોઈ માર્ગ છે કે નહિ ? અવશ્ય માર્ગ છે જો જીવો ધારે તો છે; નહિ તો નથી જ

## ૫

## મોક્ષ

જૈન પુસ્તકો કહે છે કે જીવ છે તો વિશ્વ છે, વિશ્વ છે તો જીવની પ્રવૃત્તિ પુણ્ય પાપ કરવાની છે જો એ પ્રવૃત્તિ છે તો એ પ્રવૃત્તિ કહો કે કર્મ કહો તેથી છુટવાનો માર્ગ પણ છે જુઓ આચારાગ અધ્યયન પહેલું, પહેલો ઉદ્દેશ, जे आयावादी से लोगावादी से कम्मवादी से किरियावादी જે આત્માને કબૂલ કરે છે, તે લોક (વિશ્વ) ને કબૂલ કરે છે, જે લોકને કબૂલ કરે છે, તે કર્મને કબૂલ કરે છે કર્મને કબૂલ કરે છે તે મોક્ષને પણ કબૂલ કરે છે મોક્ષ એટલે સર્વથા કર્મથી છુટકારો લોકો અહીથી છુટી જાય છે તેને મોક્ષ કહે છે પરન્તુ એ અર્થ અહી નથી અથવા એ અર્થ બરાબર નથી જીવો ચાર ગતિ ને ચોવિશ દડકમા અહોરાત્રિ કે પક્ષમાસ વર્ષ યુગ કે સેકડો વર્ષ ગુજારે છે એમ નથી જૈન દર્શનનુ એમ માનવું છે કે

અઢાર પાપ સ્થાનકો જે પાપ રૂપ આસ્રવ છે, તે અવશ્ય એ ચારિત્ર આવવાથી રોકાય છે જેમ કોઈ મકાન હોય ને તેને બારી બારણાં હોય તેથી અંદર ધૂળ આવે છે, તેમ આ જીવ રૂપ દ્રવ્ય મકાન છે તેને બારી બારણાં સમાન અઢાર પાપના આવવાના માર્ગો છે જેમ બારી બારણા બંધ થાય તો ધૂળ રોકાય છે તેમ એ અઢાર પાપસ્થાનકો રોકાય તો જીવ અવશ્ય સંવર ભાવમા આવે છે

સંવર કે ચારિત્ર આત્માનો સહજ ગુણ છે આસ્રવ પાપનું આવવું તે આત્માનો વૈકૃતિક ગુણ છે ચારિત્ર આવતાં જીવ પોતાની મૂલ પ્રકૃતિમા આવી જાય છે અજ્ઞાન, વિષય, ને કષાય એ જીવનો કુદરતી આવિર્ભાવ નથી પણ કૃત્રિમ આવિર્ભાવ છે અર્થ એ છે કે ચારિત્રમા જીવ પ્રવેશ કરે છે ત્યારે અઢારે પાપસ્થાનકો આપોઆપ બંધ થાય છે, એટલે ચારિત્રથી નવીન કર્મ બંધ થાય છે, ને પુરાણુ કર્મ હોય છે તેને જે તપ છે તે કાઢી શકે છે મકાનની અંદર ધૂલ ગમે તેટલી હોય પણ તેને સાવરણી વારંવાર લગાડવાથી તે મકાન સાફ થાય છે તેમ જીવ-મકાનની અંદર ઘણા કાળથી સંચિત કર્મ રહ્યા હોય તો આંતર ત્યાગ ને બાહ્ય ત્યાગ રૂપ બાર પ્રકારના તપ રૂપ સાવરણીથી એ કર્મ ધૂળ અવશ્ય દૂર થાય છે સુવર્ણમાં ગમે તેટલી મૃત્તિકા ને ઈતર ધાતુઓ વળગી હોય છે, પરન્તુ છેવટ અગ્નિનો તાપ આપવાથી એ સુવર્ણ સ્વચ્છ થાય છે એમ જીવ દ્રવ્ય ઘણા કાલથી પરભાવના સંગથી મૃત્તિકા રૂપ કર્મ પુદ્ગલમાં એકમેક થઈ ગયો છે તેને અનશનાદિ બાહ્ય તપ અને

લે છે મનુષ્ય જીવનની નિર્બલતા આજે આવી છે એમ માનશો નહિ જ્યારથી મનુષ્ય જીવનમા જડતા એને વક્રતાએ પ્રવેશ કર્યો છે, ત્યારથી એ સ્થિતિ આવી છે ગરીબ મનુષ્યોમાં ધનિકો સાથે જ્યારથી રહેવાની ઇચ્છા થઈ ત્યારથી તેઓએ પૈસામાં વ્યવહારને અનેક પ્રસગોમા દભનો ને પ્રપચનો આશ્રય લીધો છે આમ થવામા કારણ મનુષ્ય જીવનમા સુખેષણા ને માન તૃષ્ણા છે જો આ વસ્તુ ન હોત તો આ પ્રપચ કે દભ ન હોત પ્રાજ્ઞતા ને ઋજુતા હોત તો એ વસ્તુ આવી શકત નહિ પરતુ મનુષ્યની દુર્ભાગ્યતાને લીધે કે પચમ આરાના સ્વભાવને લીધે તેઓ જાણવા છતાં પુન પુન દભ ને પ્રપચનો આશ્રય લે છે મનુષ્ય જીવન સહજે આથી કલુષિત થઈ રહ્યુ છે

જૈન પુસ્તકો કહે છે કે કોઈ કોઇ સુપાત્ર જીવો વીતરાગ કથિત યાથાતથ્ય માર્ગને સમજે છે અને વિચારે છે પરન્તુ તેઓ તે પ્રમાણે કરી શકતા નથી પચ મહાવ્રત, પચ સમિતિ, ત્રણ ગુપ્તિ, વગેરે ધર્મનુ આત્મામાં પાલન કરવુ ને ઉત્સાહભર વર્તવું એ સામાન્ય બાબત નથી વીતરાગ દેવો જ્યારે વિચરતા હતા ત્યારે ઘણા સુપાત્ર જીવો એ વસ્તુનો અમલ કરતા હતા આજે આ કાલમાં તે પ્રમાણે વર્તતા હોય તેમ જો કે નથી, તથાપિ કોઈ કોઈ જીવો એ વસ્તુને બની શકે તેમ વિચારીને વર્તનમા મૂકી રહ્યા છે મહાવિદેહ ક્ષેત્રમાં વર્તમાન કાલે ઘણા સાધુઓ વિચરે છે તો પણ પંચ ભરત ને પચ ઇરવતમાં એ સાધુ માર્ગ રહ્યો છે બે હજાર ક્રોડથી નવ હજાર ક્રોડ સાધુઓ

ખરુ રીતમાં વિચારે છે એ વાત સિદ્ધાંતમાં અને આગમોમાં મોજુદ છે જેમાં બાકાત છે અને કર્મના ભેદોમાં જ તેઓ પોતાને અનુકૂળ આવે તેવી લઈ ગોઠવણ કરે, પરન્તુ વીતરાગ માર્ગ પ્રથમ આત્માના ઉપર સુધી રહેલે શ્રીમાન્ મહાવીરના મોક્ષ થયા પછી થોડી શતાબ્દી જતાં જતાં મૂલ માર્ગ સાથે પાખંડ (પરજ્ઞાન, આડમ્બર) માર્ગ ચાલુ થયો છે. એટલે વીતરાગ કથિત માર્ગમાં ચાલનાર સાથે આધ્યાત્મિક કે વાર્તામાં વિચાર કરનાર માત્ર ત્યારથી ચાલુ છે વીતરાગ માર્ગે ચાલનાર થોડા ત્યારે ભૌતિક પુસ્તકોનો આશ્રય લે છે અને તેના ઉપર સદા સમાધાન કરે છે ત્યારે તે પાખંડ થયો સિદ્ધાંતથી વિરૂદ્ધ બન્યો ને પશ્ચિમી ઉપસ્થિત થયેલ પુસ્તકોને અને અનેક ભિન્ન ભિન્ન વિચાર કથિત વિચારોને આગળ કરે છે ને તેના ઉપર પોતાનું પોષણ રાખે છે. પરન્તુ ભૌતિક પુસ્તકોથી તેઓ કપિલ દૂર ને દૂર રહેતા હોય છે ભૌતિક સિદ્ધાંત પ્રમાણે તેમનો આહાર વિહાર હોતો નથી. તેમનો આચાર વિચાર સ્વેચ્છા પ્રમાણે હોય છે એટલે ભૌતિક વિચારોને વધાવતા રહે છે.

મહર્ષિઓ પોતાની બુદ્ધિ પ્રમાણે જ્ઞાન કરે અથવા લીધે, પરન્તુ મોક્ષનો સાચો ઉપાય વીતરાગીઓનાં પુસ્તકો જે કહે તે છે પંચ મહાવ્રત, પંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, જાતીય પવિત્ર ચારિત્ર વિગેરેની ઉત્પત્તિ અને દશવિધ મુનિ ધર્મ વગેરેમાં રહેવું એ જ ચારિત્ર છે એ ચારિત્ર વિના ને બાર પ્રકારે તપસ્યા વિના હજી કોઈ મોક્ષ થયા નથી. જેઓ મોક્ષ ગયા છે તેઓ આ જ્ઞાન દર્શન ચારિત્ર ને

તપથી મોક્ષ ગયા છે ૫૬ર પ્રકારે મોક્ષ ગયા છે તેઓ પણ આ ચાર મૂળ કારણ વિના મોક્ષ ગયા નથી. બાવા યોગી સન્યાસી કે ગૃહસ્થો મોક્ષ ગયા હોય તો પણ એ ચાર કારણ રહિત ગયા નથી જૈન પુસ્તકો વેશ દેશ કે લિંગના ઉપર કાંઇ ભાર આપતા નથી. તેઓ તો ચાર વસ્તુ ઉપર ભાર મૂકે છે ગૃહસ્થ વેશ હોય કે બાવા યોગી કે સન્યાસીનો અન્ય વેશ હોય, સ્ત્રી શરીર કે નપુંસક શરીર કે પુરુષ શરીર ગમે તે હોય, પરન્તુ તેમનાથી અજ્ઞાન કષાય ને વિષય સર્વથા ચાલ્યા ગયા હોય તો તેમનો મોક્ષ છે તેમનું (જૈન પુસ્તકોનું) એમ કથન નથી કે એક પુરુષ જ તે પણ જૈન વેશમાં હોય તો મોક્ષગામી છે જૈન પુસ્તકો કહે છે કે નપુંસક શરીર હોય કે સ્ત્રી શરીર હોય તો પણ તેઓ નિર્વિકારી હોય તો મોક્ષના અધિકારી છે જન્મથી ચાંડાલ હોય પણ તદ્દન નિર્દોષ થાય તો હરિકેશબલની જેમ મોક્ષ જઇ શકે છે

જૈન પુસ્તકો જાતિ વર્ણ કે લિંગનું માહાત્મ્ય કહેતા નથી, પરંતુ કર્મ–ઉદ્યોગ કે પુરુષાર્થનું માહાત્મ્ય સમજાવે છે એટલે મોક્ષ જીવના પોતાના પુરુષાર્થથી સાધ્ય થઇ શકે છે મોક્ષ વસ્તુ અગમ્યમાં અગમ્ય છે, પરન્તુ જ્ઞાન ને ચારિત્રથી ગમ્ય છે અને સાધ્ય છે સાધક જીવ છે તેને સાધ્ય મોક્ષ–કર્મથી છુટકારો–છે તો તેણે જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ એ સાધનોનો ઉપયોગ કરવો જોઇએ. કોઇ પણ સાધ્યને પહોંચવું હોય તો તેણે તેના સાધનોનો અમલ

૬

# અહિંસા વ્રત

અહો શ્રોતાઓ ! જીવ, લોક, કર્મ, ને મોક્ષ એ ચાર વસ્તુ છે તો મોક્ષને માટે મનુષ્યોએ અથાગ પ્રયત્ન કરવો જોઇએ જ્ઞાન ને દર્શન એ આત્મીય ગુણ છે ને એ આત્મામાં છૂપી રીતે રહ્યા છે જો એ આત્મામા આવિર્ભાવ પામે તો જીવને ચારિત્રની જરૂર છે અઢાર પાપસ્થાનકો રોકાય તો ચારિત્ર આવે છે જીવને દર્શનથી સદ્દેવ, સદ્ગુરૂ ને સદ્ધર્મની પ્રતીતિ આવે છે એ પ્રતીતિ આવે તો જીવે પ્રથમ અહિંસા વ્રતનો સ્વીકાર કરવો જોઈએ સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય વગેરે વ્રતો પ્રથમ અહિંસા આવે તો શોભે છે, જીવ માત્ર પોતાની હિંસા થતાં ધ્રૂજે છે અને જીવ માત્ર જીવવુ ઈચ્છે છે, બીજુ બધુ ગમે તેવુ સુખ હોય પરન્તુ પ્રાણ જતા હોય તો જીવો બીજા સુખને ચાહતા નથી અર્થાત્ પ્રાણી હિંસા મહા ઘોર પાપ છે અને પ્રાણી અહિંસા મહાન્ ગુણ અને સદાચાર છે એ સદાચાર સર્વ મહાપુરુષોએ આદર્યો અને વર્તનમાં મૂકયો છે મહાપુરુષોનું અનુકરણ કરતા સદ્વર્તનમા પહેલા પ્રથમ અહિંસા આવે છે પછી સત્ય, પછી અચૌર્ય, પછી બ્રહ્મચર્ય, અને પછી ઈચ્છા પરિમાણ વ્રત ( પરિગ્રહ મ ને ) આવે છે

નિર્ઘૃણુતાથી કે વિવેક રહિતતાથી વર્તવામાં આવે છે, તેમ તમારી સાથે બીજાએ વર્તે તો તમને શું સારૂ લાગે છે? કે નિષ્ઠુર ભાષણથી અવાજ કહાડો છો? જો તમે એટલી કઠોરતાથી વર્તતા લોકોને સહન ન કરી લો તો બીજા પ્રતિ તમારૂ કઠોર વર્તન વ્યાજબી છે? પરન્તુ એ વાત સાફ સમજાય છે કે થોડી પણ અપ્રિય ભાષા મનુષ્યને સાંભળતાં દુખ લાગે છે તો પછી મનુષ્ય બીજા તરફથી થતું કઠોર વર્તન કેમ સહન કરી શકે? અર્થ એ છે કે સો જીવોને પ્રિય ભાષા સાંભળવી ને પોતા તરફ સદ્વર્તન થતું હોય તે ગમે છે કોઇ પણ જીવને દુખ કે ઇજા ગમતા નથી તો હે મનુષ્યો! વીતરાગ પુરુષો કહે છે કે કોઇ પણ જીવની હિસા કરતા ધ્રૂજો અરે! અહિસા એ જ સૌનો ધર્મ છે અહિસાની પ્રશસા જૈન પુસ્તકો કરે છે અને ઇતર પુસ્તકો પણ કરે છે જિનાગમમા મૂલ પુસ્તકોમા તો અહિસા વિષે ઘણી વાત કરી છે, પરન્તુ ત્યાર પછીના પ્રકીર્ણ ગ્રથો પણ તે પર તેટલો જ ભાર મૂકે છે

( શાર્દૂલ વિક્રીડિત )

क्रीडाभू सुकृतस्य दुष्कृतरज' सहारवात्या भवो—
दन्वन्नौर्व्यसनाग्निमेघपटली सक्‍तेदूती श्रियाम् ।
निःश्रेणिस्त्रिदिवौकस. प्रियसखी मुक्तेः कुगत्यर्गला
सत्त्वेपु क्रियता कृपैव भवतु क्लेशैरशेषै परै ॥

સિદૂર પ્રકર (૨૫)

यदि क्ष्मापीठ स्यादुपरि सकलस्यापि जगत
प्रसुते सत्त्वाना तदपि न वध क्वापि सुकृतम् (२६)

અર્થ—જો પથ્થર કદાચ માનો કે પાણીમા તરે, સૂર્ય પશ્ચિમ દિશામા ઉદય પામે, કોઇ પણ રીતે અગ્નિ જો ઠંડો થઇ જાય અને આખા વિશ્વ ઉપર કદાચ આ પૃથ્વી-મડલ ફરી વળે, તો પણ પ્રાણીની હિંસા કોઇ પણ કાળે સુકૃતને ઉત્પન્ન કરી શકતી નથી

મનુષ્યો બહેકી જઇ પોતાની ઇચ્છા પ્રમાણે હિંસાનો ઉપદેશ આપે અને તેથી સુકૃત–કલ્યાણની આશા રાખે પરન્તુ એ વસ્તુ બનવી ઘણી અસભવિત છે, અને છતાં ખોટામાથી સારી આશા રાખે તે નીચેનો શ્લોક કહે છે તેવું છે

( માલિની વૃત્તમ્ )

स कमलवनमग्नेर्वासरं भास्वदस्ता—
दमृतमुरगवक्त्रात् साधुवाद विवादात् ।
रुगपगममजीर्णाज्जीवित कालकूटात्
अभिलषति वधाद्य प्राणिना धर्ममिच्छेत् (२७)

અર્થ —જે મનુષ્યો, પ્રાણીના વધ–હિંસાથી ધર્મની ઇચ્છા રાખે છે, તે મનુષ્યો ભડભડતા અગ્નિ પાસેથી કમળના વનની ઇચ્છા રાખે છે તે મનુષ્યો, અસ્ત પામતા સૂર્યથી દિવસની ઇચ્છા રાખે છે તેમજ તેઓ, સર્પના મુખથી અમૃતની, વિવાદથી સુદર ભાષણની, અજીર્ણથી

યોગના નાશની, અને મહાપુર (નિત્ય) થી ઉત્પત્તિની આશા રાખે છે અર્થ એ છે કે એ આશા જેમ વ્યર્થ છે તેમ હિંસા વડેથી ધર્મની અભિલાષા રાખવી નિતાન્ત વ્યર્થ છે દુનિયામાંથી કોઈ મૂઢ એ અસંભવિત વસ્તુને માની લે નહિ એકલા જૈન પુસ્તકો આમ અહિંસા પર ભાર મૂકે છે એમ નથી પરંતુ ઇતર ધર્મ અને ઇતર ધર્મનાં પુસ્તકો તેટલો જ ભાર મૂકે છે. જુઓ આપણું સાહિત્યમાં મહાભારત શું કહે છે—

શ્લોક

सर्वे वेदा न तत्कुर्युं सर्वे यज्ञाश्च भारत ।
सर्वे तीर्थाभिषेकाश्च यत् कुर्यात् प्राणिनो दया ॥

શાન્તિપર્વ

હે ભારત! બધા વેદો તે નથી કરતા, સર્વ યજ્ઞો પણ તે નથી કરતા, તેમ બધાં તીર્થોમાં અભિષેક તે નથી કરતા જે પ્રાણી માત્રની દયા કરે છે. અર્થાત્ જીવ દયાના ફળ આગળ તે બધી વસ્તુઓ વ્યર્થ વિનાની છે

શ્લોક

अहिंसा परमो धर्मस्तथाऽहिंसा परो दमः ।
अहिंसा परमं दानमहिंसा परमं तपः ॥

અર્થ—સર્વોથી શ્રેષ્ઠ ધર્મ અહિંસા જ છે તેમજ અહિંસા દમોમાં શ્રેષ્ઠ દમ છે પરમ દાન પણ અહિંસા છે, તેમ શ્રેષ્ઠ તપ પણ અહિંસા છે

અર્થ એ છે કે ધર્મ, દમ, દાન અને તપ એ ચારે

ઊંચા છે પરન્તુ જો જીવો પ્રતિ અહિંસા નથી, મનુષ્યો અહિંસાનુ પાલન કરતા નથી તો પછી એ ધર્મ, દમ, દાન, ને તપનો અર્થ શો છે ? ખરેખર નથી જ. જૈનો અને બ્રાહ્મણ (હિંદુ) લોકની વાત કહી, પરંતુ મુસલમાનના પુસ્તકમા જોઇએ તો અહિંસા વિષે તેટલો જ સાર જોવામા આવે છે મનુષ્યો પાલન ન કરે એ સહજ છે, પરન્તુ વિચારકોએ એ વસ્તુને બરાબર વિચારી છે તેમાં શંકા નથી કુરાને શરીફમાં (સુરા ઉલ માયદ સિપારા મજલ ૭ આયતમાં) એટલે સુધી કહ્યું છે કે—

"મક્કામાં તેની હદ સુધીમા પ્રાણી-વધ કરવો નહિ. અને મક્કાની હજ (યાત્રા) કરવા નીકળેલાએ ઘેરથી નિકળે ત્યારથી યાત્રા કરીને પાછો ફરે ત્યા સુધી કોઇ પણ જાનવરને મારવુ નહિ"

આમ અનેક સ્થળે તે તે ધર્મના મૌલિક પુસ્તકોમાં હિંસા નહિ કરવા માટે અને અહિંસાની પુષ્ટિ માટે અનેક ઉદાહરણો મળી આવે છે બધા લોકો કહે છે કે "અહિંસા પરમો ધર્મ" છે ઘણા લોકો સત્યને આગળ કરે છે એટલે અહિંસા કરતા પણ સત્ય અધિક છે અથવા ચડે છે પરન્તુ આ સમજણ તેમની ભૂલ ભરેલી છે, કારણ કે અહિંસા જો પાલનમા આવતી ન હોય તો પછી સત્ય બોલો તો પણ શું અને ન બોલો તો પણ શુ ? અહિંસા એ અનાજ છે. ક્ષેત્રમા ખળામા અનાજની જેમ અહિંસા છે ખળા ને વાડ સમાન સત્ય, અચૌર્ય અને બ્રહ્મચર્ય છે ખળામા અનાજ ન હોય તો પછી વાડ [illegible] ગમે તેટલી હોય પ

આવ વગરની છે તેમ અહિંસા મૂળમાં નથી તો પછી સત્ય, અચૌર્ય વગેરે શું શું આપે? એક આંક હોય પછી મીંડાં ગમે તેટલાં મૂકો તો તેની અમૂલ્ય ભાવ છે આંક ન હોય અને ગમે તેટલાં મીંડાં મૂકો તો તેને કોણ ગણશે? એમ લૌકિક ખાતુ સમજાય છે એ વાત જાણવા છે પરન્તુ પ્રમાણ લૌકિક પણ આમ થાય છે. જુઓ મહાભારત નહુષોપાખ્યાન—

यत्रेऽनृते भवेदत्र प्राणिनां प्राणरक्षणम् ।
अनृतं तत्र सत्यं स्यात् सत्यमप्यनृतं भवेत् ॥

અર્થ—જે ભાષાએ પ્રાણીના પ્રાણનું રક્ષણ થતું હોય ને અસત્ય દેખાતું હોય તો પણ તે સત્ય છે પરન્તુ સત્ય હોય ને જીવનું રક્ષણ ન થતું હોય તો તે અસત્ય છે જેમ જૈનોના પુસ્તકમાં સૂત્રકૃતાંગમાં શ્રીમાન્ વર્ધમાનની સ્તુતિમાં એવો જ ભાવ સમજાવ્યો છે

(ગાથા)

दाणाणं सेट्ठं अभयप्पयाणं सच्चेसु वा अणवज्जं वयंति ।
तवेसु वा उत्तम बंभचेरं लोगुत्तमे समणे नायपुत्ते ॥

અર્થ એ છે કે બધાં દાનોમાં અભયદાન શ્રેષ્ઠ છે, વળી તેવાં સત્યો હોય પરન્તુ જે સત્યમાં પ્રાણીનો વધ ન હોય તે સત્ય ઉત્તમ છે જેમ બધા તપમાં બ્રહ્મચર્ય મોટું છે તેમજ આખા લોકમાં દેવ દાનવ ને માનવના સર્વ

કાયમાં એક શ્રીમાન્ વર્ધમાન જે જ્ઞાતપુત્ર છે તે ઉત્તમ છે

તાત્પર્ય એ છે કે અહિંસાનો વિરોધ કરતુ જો સત્ય હોય તો તે સત્ય ઉત્તમ નથી સત્ય અને અહિંસા બન્ને વ્રતમાં અહિંસા વ્રત પહેલુ અને ચડિયાતુ છે મનુષ્યો એમ માને કે સત્ય હોય તો અહિંસા ઠીક છે, નહિ તો નહિંજ તો આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે અહિંસા હોય તો સત્ય બરાબર છે, નહિ તો નહિ જ સત્યનો મહિમા બધાએ ગાયો છે, પરંતુ અહિંસાપૂર્વક સત્યનો મહિમા બરાબર છે અહિંસા–જીવની દયા કરવી–તે પ્રાણી માત્રને પ્રિય છે, અને તે જ મૌલિક ધન છે સત્ય વ્રત એ મૌલિક વ્રત અને રક્ષણ કરનાર જબરદસ્ત વાડ છે એટલે હવે તેના પછી સત્ય વ્રત આવે છે ત્યારે સત્ય વ્રત કેવુ કિંમતી છે તે વિષે થોડો વિચાર કરીએ

## ૭

## સત્ય વ્રત

અહો ભવ્ય જીવો ! સત્ય વ્રતની સમાજમાં શા માટે કિંમત થઈ છે તેનો વિચાર ક્યારેય તમે કર્યો નહિ હોય ! સમાજમાં સ્વાર્થ અને અણસમજ સહેજે વ્યાપક થઈને એકમેક થઈ ગયા છે ભાગ્યે જ થોડા જીવો હશે કે જેમને એવા સ્વાર્થે અને અજ્ઞાને ઘેર્યા નહિ હોય જ્યાં જ્યાં સ્વાર્થ

છે તેનો પુરાવો શો? જ્યાં અસત્ય છે ત્યાં બીજા કોઈને તેનો વિશ્વાસ હોતો નથી અસત્યવાદી મનુષ્યો સમાજમા કદાચ ફાવતા જણાતા હોય તો પણ તેઓ મનુષ્યોને ક્યારે પણ વહાલા કે સારા લાગતા નથી જૂઠું બોલનાર મનુષ્યો કદાચ પૈસાથી સુખી હોય અને કદાચ લોકોમા પોતાનું સ્થાન જમાવતા હોય અથવા મધુર વાણીથી તેઓ લોકોને કદાચ ખુશી કરતા હોય પરન્તુ તેઓ અસત્યવાદી છે એમ જ્યારે લોકોને માલૂમ થાય છે, ત્યારે તેઓ તેમની દૃષ્ટિમા ઘણા ઊતરતી પંક્તિના હોય તેમ લાગે છે આજે એવુ આપણને લાગે છે તેમ નથી, પરન્તુ સાહિત્યકારો પણ તેમ કહે છે

( શિખરિણીવૃત્તમ્ )

यशो यस्माद् भस्मीभवति वनवह्नेरिव वनं
निदान दु खाना यदवनिरुहाणां जलमिव ।
न यत्र स्याच्छाया तप इव तपःसयमकथा
कथंचित्तन् मिथ्यावचनमभिधत्ते न मतिमान् ॥

સિં પ્ર. (૩૦)

અર્થ —જેઓ અસત્ય બોલે છે, તેમનો યશ ભસ્મ (રાખ) થઈ જાય છે, જેમ દાવાનલ લાગવાથી વન સાફ થાય છે તેમ. વળી જેઓ અસત્યવાદી છે, તેમના શિરે એ અસત્યથી અનંત દુખનો વધારો થાય છે, જેમ જલથી વૃક્ષો

છે તેનો પુરાવો શો? જ્યાં અસત્ય છે ત્યા બીજા કોઈને તેનો વિશ્વાસ હોતો નથી અસત્યવાદી મનુષ્યો સમાજમા કદાચ ફાવતા જણાતા હોય તો પણ તેઓ મનુષ્યોને ક્યારે પણ વહાલા કે સારા લાગતા નથી જૂઠું બોલનાર મનુષ્યો કદાચ પૈસાથી સુખી હોય અને કદાચ લોકોમા પોતાનું સ્થાન જમાવતા હોય અથવા મધુર વાણીથી તેઓ લોકોને કદાચ ખુશી કરતા હોય પરન્તુ તેઓ અસત્યવાદી છે એમ જ્યારે લોકોને માલૂમ થાય છે, ત્યારે તેઓ તેમની દૃષ્ટિમા ઘણા ઊતરતી પંક્તિના હોય તેમ લાગે છે આજે એવુ આપણને લાગે છે તેમ નથી, પરન્તુ સાહિત્યકારો પણ તેમ કહે છે

( શિખરિણીવૃત્તમ્ )

यशो यस्माद् भस्मीभवति वनवह्नेरिव वनं
निदान दु खाना यदवनिरुहाणा जलमिव ।
न यत्र स्याच्छाया तप इव तपःसयमकथा
कथंचित्तन् मिथ्यावचनमभिधत्ते न मतिमान् ॥

સિં પ્ર. (૩૦)

અર્થ —જેઓ અસત્ય બોલે છે, તેમનો યશ ભસ્મ (રાખ) થઈ જાય છે, જેમ દાવાનલ લાગવાથી વન સાફ થાય છે તેમ. વળી જેઓ અસત્યવાદી છે, તેમના શિરે એ અસત્યથી અનંત દુ ખનો વધારો થાય છે, જેમ જલથી વૃક્ષો

કે જવાબદારી આવે પરન્તુ ખડકની જેમ સત્ય ભાવથી તેમણે ડગવું જોઈએ નહિ, કારણ કે અસત્ય વચન બોલવાથી પંડિતો પણ અપંડિત ગણાય છે અને અવિશ્વાસમાં આવે છે.

વંશસ્થવૃત્તમ્

अनयमप्रत्ययमूलकारणम्
कुवासनासद्मसमृद्धिवारणम् ।
विपन्निदान परवचनोर्जितम्
कृतापराधं कृतिभिर्विवर्जितम ॥ २१

અસત્ય બોલવું તે અપ્રત્યય (અવિશ્વાસ) નુ નિતાંત મૂલ કારણ છે તે દુષ્ટ વાસનાનું ઘર છે સંપત્તિ કે લક્ષ્મીને આવવાને અટકાયત કરે છે અનેક સંકટોનું કારણ છે બીજાને ઠગવા માટે એ અસત્ય વચન મદદગાર–સાધન–છે અને અનેક અપરાધો કરવાનો એ અસત્ય માર્ગ છે. આથી પંડિત સુજ્ઞ મનુષ્યોએ તેને વર્જ્યું છે.

આથી વીતરાગ દેવો કહે છે કે મોક્ષ માર્ગને રોકનાર અસત્ય છે તો તમે તેનાથી દૂર રહો જો તમારા અંતરાત્મામા પ્રભુના પ્રેમની જાગૃતિ થાય તો અનંત ભવને કરાવનાર આ અસત્ય વચનને નહિ બોલો ભવથી જો થાક્યા હો તો સત્ય બોલો, પરન્તુ અસત્ય તો બોલો જ નહિ. આ વિશ્વમા સુખેથી રહેવું હોય અથવા મોક્ષમા જવું હોય

તાત્પર્ય એ છે કે સત્ય વચન એ જ સઘળી સમૃદ્ધિનુ-સુખનુ કારણ છે

આકાશમા ઊંચે રહેનાર દેવો પણ એ સત્યની પાસે હાજર રહે છે સત્યવાદી પાસે અનુકૂલતા કેવી રીતે આવે છે અને પ્રતિકૂલતા કેમ ખસે છે તેને અંગે જુઓ—

( શાર્દૂલ વિક્રીડિત વૃત્તમ્ )

तस्याऽग्निर्जलमर्णवः स्थलमरिर्मित्रं सुरा किंकरा
कातारं नगर गिरिर्गृहमहिर्माल्यं मृगारिर्मृगः ॥
पाताल विलमस्त्रमुत्पलदल व्याल शृगालो विषम्
पीयूष विषमं सम च वचन सत्याचित वक्ति य ॥ ३२

જે મનુષ્ય સત્યથી યુક્ત વચન બોલે છે તેને અગ્નિ જલ સમાન થઇ જાય છે, અર્ણવ (દરિયો) સ્થળ થાય છે, દુશ્મન મિત્ર થાય છે, દેવો તાબેદાર (સેવક) થાય છે, વન નગર થાય છે, પહાડ ગૃહ થાય છે, સર્પ માલા થાય છે, સિંહ મૃગ થાય છે, પાતાલ છિદ્ર સમાન થાય છે, અસ્ત્ર કમલપત્ર થાય છે, તોફાની હાથી (વ્યાલ) શિયાલ થાય છે, વિષ અમૃત થાય છે, અને વિષમ સ્થાન હોય તે સંપત્તિના સ્થાન સમુ થઈ જાય છે

સારાશ એ છે કે દુનિયાભરમા સત્ય બોલનારની ઘણી કિંમત છે સત્યવાદી હોય તેની આગળ માનવ જાતિ તો શું

ઘણો કરે છે અને ક્ષણે ક્ષણે હૃદયમાં ફફડાટ પામે છે ચોરી એટલે કોઇ પણ માલિક મનુષ્યની વસ્તુ, પછી તે સોનુ, ચાંદી, હીરા, માણિક્ય, રત્ન, વસ્ત્ર, કે નાણુ પીનક, પૈસો, વગેરેનુ હરણ કરી લેવું તે ચોરી કરનાર મનુષ્ય હમેશા બીજાની વસ્તુ લઇ લેવામા આતુર હોય છે બીજાની વસ્તુ લઇ લેવામા તેને દિલમા તૃષ્ણા હોય છે પળે પળે એ વિચાર કરતો હોય છે કે કયારે એ વસ્તુ હું લઈ જાઉં અને મારા સ્વાનમા મૂકી દઉ ? જો મારા ગૃહમા આવશે તો હુ પછી ભોગવીશ. ચોરી કરનાર મનુષ્ય એ વસ્તુમા ગૃદ્ધ થાય છે અને લેવા તુટી પડે છે. લેના લેના તેમા જે જોખમ આવે છે તે તે મનુષ્ય ખુશીથી કે નાખુશીથી વહોરી લે છે એ જોખમ ખેડવું ઘણુ કઠિન છે, પરન્તુ તેમાં તે લાલચુ થવાથી તે વેઠી લે છે ચોરી કરનાર મનુષ્ય વસ્તુના લોભથી માયા અને મૃષાને સેવે છે ચોરી કરનાર મનુષ્ય અગણિત હિસાને પણ કરે છે. અર્થ એ છે કે જે મનુષ્યો જે વસ્તુને હરી જવામા તાલાવેલી લગાડે છે, તેને હિસા, જૂઠ, ચોરી, અન્યાય, જૂલમ વગેરે કોઇ પણ પાપનો ડર હોતો નથી. તેને મન સમાજ, ગજા કે ઇશ્વર ઉપર કે ઊચે છે અને તે શુ કરશે તેનો થોડો પણ ખ્યાલ આવતો નથી જેની વસ્તુ ચોરાઈ જાય છે, તેને કેટલો ત્રાસ થશે, તે શુ કરશે, તે પછી કયાથી લાવશે વગેરેનો વિચાર તેને થતો નથી ચોરી કરનાર મનુષ્ય ઘણો નિર્દય હોય છે, ને ઘણો પાપી થતો જાય છે તેને જ્યારે શિક્ષા, પ્રહાર, ચાબુક કે મૃત્યુનો ભય નથી તો પછી તેને ભય શેનો રહ્યો ? અરેરે !

## હરિણીવૃત્તમ્

परजनमनःपीडाक्रीडावनं वधभावना—
भवनमवनिव्यापिव्यापल्लताघनाघनम् ।
कुगतिगमने मार्गः स्वर्गापवर्गपुरार्गलम्
नियतमनुपादेयं स्तेयं नृणां हितकाङ्क्षिणाम् ॥ (३६)

અર્થ—હિતવાંછક મનુષ્યોએ નિશ્ચે ચોરી કરવી જોઇએ નહિ. ચૌર્ય કરવું-બીજાની વસ્તુ ઉપાડી લેવી-એ કેટલું ખોટું કાર્ય છે તે જુઓ. ચોરી કરવી તે બીજાના મનની પીડા જે થાય છે તે તેને ક્રીડા કરવાનું વન થાય છે. એટલે ઉદ્યાનમાં જેમ મનુષ્યો આનંદ લે છે, તેમ આ મનુષ્યો, જેમની વસ્તુ જાય છે તેઓ પોતાના મનને શોકમાં દબાવે છે; અર્થાત્ તેઓ ઘણો કલેશ કરે છે કે અરેરે! મારી વસ્તુ ચાલી ગઈ, હવે હું શું કરીશ, આમ શોક કરે છે. ચોરી કરનારને તેનો કેટલો ત્રાસ થાય છે તે કયાં જોવા જવું છે? વળી કહે છે કે ચોરી કરવી તેમાં હિંસાની ભાવના રહે છે. ચોર હમેશા હિંસા થાય તો પણ તે લેવું છોડતો નથી. અવનીને વ્યાપી જતી જેમ લતાઓ હોય છે, તેને વધારવામાં મેઘ (ઘન) મદદ જેમ કાર્ય કરે છે, તેમ ચોરી કરનારને વ્યાપી જતી એવી આપત્તિઓ—સંકટો—ઊભા થાય છે કે તે દુઃખથી કયારે પણ છૂટી શકે નહિ. ચોરી કરનાર મનુષ્ય અવશ્ય પોતાને કુગતિમાં જવાનો માર્ગ કરી

અર્થ એ છે કે જેમને દિલમા સારા કાર્યની અભિ- લાષા છે તેઓ કશી અણુદીધી વસ્તુ લેતા નથી તેવા મનુષ્યોમા કલ્યાણનો સમૂહ જેમ કમલમા રાજહસી રહે છે તેમ નિવાસ કરવા આવે છે તેમનાથી વિપત્તિઓ જેમ સૂર્યથી રજની દૂર રહે છે તેમ દૂ· રહે છે, અને વિનીત પુરુષને જેમ વિદ્યાઓ આવીને ભેટે છે તેમ આ સાચા પુરુષને સ્વર્ગ ને મોક્ષની લક્ષ્મી આવીને મળે છે

મથિતાર્થ એ છે કે દત્ત-આદત્ત વ્રત (દીધેલું લેવુ તે) અન્યને ત્રાસ ન આપવો અને જે મળેલું છે તેમા સ તોષ માનવો એ વૃત્તિ સુજ્ઞ જીવો રાખી શકે છે જે સુજ્ઞ જીવો હોય તે દત્ત આદાન વ્રતમા આનદ માને છે જેમ ઝેર પીતા સુજ્ઞ જીવો ધ્રૂજે છે, તેમ અદત્ત લેતા પણ ધ્રૂજે છે પ્રાણ જાય પણ તેઓ દત્ત વ્રત હોવાથી અદત્ત લેતા નથી કોડીથી માંડી ગમે તેટલી કીંમતી ચીજ હોય પણ જેને એ વસ્તુ અગ્રાહ્ય છે તેને સર્વ સપત્તિ વરે છે.

(માલિનીવૃત્તમ્)

तमभिलपति सिद्धिस्तं वृणीते समृद्धि–  
स्तमभिसरति कीर्तिर्मुञ्चते त मवार्त्ति ।  
स्पृहयति सुगतिस्तं नेक्षते दुर्गतिस्तं  
परिहरति विपत्तं यो न गृह्णात्यदत्तम् ॥२३॥

અર્થ એ છે કે જે મનુષ્ય અણુદીધી વસ્તુ લેતો નથી તેને મુક્તિપદ ઇચ્છે છે તે મનુષ્યને ચક્રવર્તી વગેરેની

૯

## બ્રહ્મચર્યવ્રત

આ વિશ્વમા જ્યાં નજર નાખશો ત્યા વિષય દેખાશે. એટલે પ્રાણી માત્ર એ મૈથુન વશે વર્તતા જણાય છે એકલા મનુષ્યો મૈથુનને સેવે છે તેમ નથી દેવોમાં વિષય છે, પશુમાં છે, પક્ષીમા છે, અને છેક ક્ષુદ્ર નાના નાના જીવો છે તેમા પણ વિષય છે આખુ વિશ્વ વિષયના ચગડોળે ચડ્યું છે વિષય ક્યાં નથી એમ જો કોઇ પ્રશ્ન કરે તો ઉચ્ચ કોટિના જીવોમા નથી જેમ જેમ મનુષ્ય સદ્ગુણુમા આગળ વધતો જાય તેમ તેમ વિષય તેનાથી દૂર ખસે છે અર્થ એ છે કે મૈથુનથી દૂર રહેવુ એ સદ્ગુણુનો વિષય છે, અને મૈથુનની પાસે જવુ એ દુર્ગુણુમાં પડવા બરાબર છે મનુષ્ય માત્રમા કે પ્રાણી માત્રમા મહા પાપ થતુ હોય તો તે મૈથુનથી થાય છે સઘળા પાપો વિષય સુખને અગે થઈ રહ્યાં છે પ્રાણી માત્રમા એ વિષય સુખની ભાવના કોઇ પ્રબલપણે પ્રવર્તે છે એ વિષયને લીધે બીજી અનેક પ્રવૃત્તિઓ મનુષ્ય વર્ગ આજે કરી રહ્યો છે આજે જે જે પ્રવૃત્તિઓ મનુષ્યોમા દેખાય છે, તેમા મુખ્ય પ્રવૃત્તિ એ મૈથુન માટેની હોય છે ત્યાર પછી એને અગે બીજી અનેક પ્રવૃત્તિ મનુષ્યો કરતા હોય છે જો સર્વથા પ્રવૃત્તિઓ બંધ કરવી હોય તો એ મૈથુનને પ્રથમ બધ કરવુ જોઇએ પરન્તુ દેખાય છે તે પ્રમાણે આખો સસાર એ પ્રવૃત્તિ અગે મુઝવણુમા પડી ગયો છે યુદ્ધ થતાં હોય કે તોફાનો થતા હોય, ક્લેશ થતો હોય કે

વિષયથી ભરેલા વિશ્વમાં ઠરવાનું ક્યાં સ્થલ છે? અહો ભવ્યો! સમજો સમજો ને સમજો કે શુ આ વિષયથી આત્માને લેશ પણ શાન્તિ છે કે ખરેખર અપાર દુઃખ છે? અવશ્ય જો પોતાના આત્માની શાન્તિ જોઇતી હોય તો આ વિષયથી પાછા હઠો જરૂર પાછાં પગલાં ભરો જેઓ ધસ્યા છે તેઓ બૂરા હાલને પામ્યા છે પોતાની સ્ત્રી મૂકી બીજી સ્ત્રીના સ્વાદમા પડયા છે તેઓ પૈકી જુઓ કીચક વિરાટ રાજાનો સાળો ભીમને હાથે ભીત ને તાકડાની વચમા ચગદાય છે રાવણ, પદ્મનાભ, વગેરે એ મોહની ખાતર સ્મશાનમાં બળે છે કે નાસીપાસ થાય છે મનુષ્યો ક્ષણિક અને સ્વલ્પ સુખની ખાતર અગણિત આપત્તિ, વિપત્તિ, સંકટો, અપમાન, અપકીર્તિ વગેરે વહોરે છે આ બધું જોઈએ તો એક મોટો મોહનો પરાભવ-ધક્કો છે જો મોહને સંપૂર્ણ નહિ તો પણ અમુક હદે કબજે કરવામાં આવે તો અગણિત દુઃખની પરંપરામા મનુષ્ય જાય નહિ પણ આ બધી સાચી વસ્તુને માનવ વર્ગ આજે ભુલી ગયો છે અહાહા! મોટા મોહના વમળમા ગલકાં ખાઈ રહ્યો છે અહો માનવ! શુ તારે બચવુ છે કે આમ જ મોહ-પાણીમા ગલકાં ખાવાં છે? આવો સમય આવ્યો છે તે આવ્યો છે, હવે ફરી ફરી નહિ જ આવે દુનિયાના સામુ જોઈશ તો પાર નહિ જ આવે લોકો તો ઘણા નાદાન છે, બીજાને બૂરા જોઈ પોતે બુરાપણું ભજે છે તો તેની કીર્તિ નથી ને તેને કીર્તિ જોઇતી નથી, પરંતુ તારે તો સમજવુ સારૂ છે

જેઓ કામાર્ત છે, વિષયી છે, તેને માટે વિશ્વમા બુરૂ બોલાય છે

ભવ અર્ણવનો કિનારો લેવા ઇચ્છતો હો તો વિષય વાસનાથી આત્માને વારી લે, રોકી લે અતરાત્મામાં શાન્તિ વિચાર શાન્તિનુ સ્થલ બ્રહ્મચર્ય છે, વિષયનો ત્યાગ છે મનને વાળવુ મુશ્કેલ છે, પરન્તુ સ્થિર ચિત્ત થાય ત્યારે બુદ્ધિ નિર્મળ થાય છે, લોકોને વિશ્વાસ આવે છે, સમાજ પ્રેમ અર્પે છે એકદર બ્રહ્મચર્યથી વ્યાઘ્ર, વ્યાલ, જલ, અનલ, વગેરે આપત્તિઓ આવતી અટકી જાય છે વિદ્વાનો પાસે હાજર રહે છે, કીર્તિ વિશ્વમા વધે છે અઘ (પાપ) ઘટે છે, સ્વર્ગ અને નિર્વાણના સુખો* એ બ્રહ્મચર્યને રાખવાથી આવે છે આ ઉપરાત વધારે શુ થાય છે તે જુઓ:—

(માલિનીવૃત્તમ્)

हरति कुलकलंक लुपते पापपकं
सुकृतमुपचिनोति श्लाघ्यतामातनोति ।
नमयति सुरवर्गं हन्ति दुर्गोपसर्गं
रचयति शुचिशीलं स्वर्गमोक्षौ सलीलम् ॥ ३९ ॥

અર્થ —બ્રહ્મચારી મનુષ્ય પોતાના કુલને કોઈ રીતે કલક લાગ્યુ હોય તો તેને હરી લે છે, પાપ રૂપ કાદવ ગમે તેટલો થયો હોય તો પણ તેને લસડી નાખે છે;

---

* व्याघ्रव्यालजलानलादिविपदस्तेषा व्रजन्ति क्षय
कल्याणानि समुल्लसन्ति विबुधा सन्निध्यमध्यासते ।
कीर्ति स्फूर्तिमियर्ति यात्युपचय धर्म प्रणश्यत्यघ
स्वर्निर्वाणसुखानि सनिदधते ये शीलमाबिभ्रते ॥ ३८ ॥

મુશ્કેલીમાંથી પસાર થયા છે, સુખના સ્થલે મૂકાયા છે, અને વિપત્તિમાથી બચી સંપત્તિમાં આવ્યા છે

શાર્દૂલવિક્રીડિતમ્

तोयत्यग्निरपि स्रजत्यहिरपि व्याघ्रोऽपि सारंगति
व्यालोऽप्यश्वति पर्वतोऽप्युपलति क्ष्वेडोऽपि पीयूषति ।
विघ्नोऽप्युत्सवति प्रियत्यरिरपि क्रीडातडागत्यपा-
नाथोऽपि स्वगृहत्यटव्यपि नृणां शीलप्रभावाद्ध्रुवम् ॥ (૪૦)

જે મનુષ્યોની પાસે બ્રહ્મચર્યનો પ્રભાવ છે તેમને અગ્નિ હોય તો પણ જલ થઇ જાય છે, સર્પ હોય તો પણ પુષ્પની માલા થઇ જાય છે, વ્યાઘ્ર હોય તે હરિણ થાય છે, હાથી હોય તો અશ્વ થાય છે, પર્વત હોય તો પથરો થાય છે, વિષ હોય તો અમૃત થાય છે, વિઘ્ન હોય તો ઉત્સવ થાય છે, શત્રુ હોય તે મિત્ર થાય છે, સમુદ્ર હોય તો ક્રીડા કરવાને તળાવ થાય છે, અને અટવી હોય તો પોતાના ઘર સમાન બની જાય છે

ભાવાર્થ એ છે કે બ્રહ્મચર્ય પાલન કરનારને ગમે તેવી મુશ્કેલી હોય તો પણ તે તેમાથી નિકળી જાય છે અને નિર્ભય સ્થાને પહોચી જાય છે

હે ભવ્યો! અહિંસા, સત્ય, અને અચૌર્ય વ્રતને જો પાલન કરવા ઈચ્છતા હો તો બ્રહ્મચર્ય વ્રતને અવશ્ય સ્વીકારશો મોક્ષ જવામાં એ બધાં વ્રતોની જરૂર છે એ દ્વાર બંધ થાય પરન્તુ બીજા દરવાજાના માર્ગો ખુલ્લા હો

તે ચેતન છે ચેતને અને જડે બન્ને મળી સંસારને સ્થાપન કર્યો છે જો એ બન્ને જુદા પડી જાય તો પછી સંસાર કોને કહેવો ? અર્થાત્ સંસાર પછી રહેતો નથી મનુષ્ય માત્ર નહી પણ પ્રાણી માત્ર એ જડ–પાંચ વિષયને પકડી રહ્યા છે શરીર ઇન્દ્રિય છે તેને સ્પર્શ વિષય છે શરીર જિહ્વા છે તેને સ્પર્શ વિષય ને રસ વિષય છે ત્રીન્દ્રિયને ગંધ વિષય વધે છે ચતુરિન્દ્રિયને ચક્ષુ–રૂપ–વિષય વધારે થાય છે અને જેને પંચઇન્દ્રિયો થઈ છે, તે સર્વ જીવોને સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દ વિષયો ખેંચી રહ્યા છે જીવો ગમે તેમ પોતાને સમર્થ માને, પરંતુ એ વિષયો આગળ તેઓ પામર છે, અથવા તેઓ પામરતા અનુભવે છે જેમ પતંગોને અગ્નિના પ્રકાશનો મોહ–અનુરાગ છે, તેમ મનુષ્યોને સોના ચાંદી વગેરેનો અનુરાગ છે જેમ પતંગો તૂટી પડે છે, તેમ મનુષ્યો જ્યા ધન દોલત જુએ છે, ત્યા તેને લેવા તૂટી પડે છે જીવોમા સહેજે પરિગ્રહ સંજ્ઞા–તૃષ્ણા છે જેમ વિષયમા વૃત્તિ રહ્યા કરે છે, તેમજ પરિગ્રહમાં વૃત્તિ રાખ્યા કરે છે મનુષ્યોએ જાણવું જોઇએ કે જેમ વિષય દુખદ છે તેમ પરિગ્રહ દુખકારક છે જો કે મનુષ્યો ડાહ્યા થઇ એમ માને કે પૈસાની સૌને જરૂર છે અને પૈસા વિના ચાલતું હશે કે ? પરન્તુ તેમણે સમજવું જોઈએ કે પૈસો ભેગો કરી સો કોઈ ચાલ્યા જાય છે પરંતુ પૈસો કોઈની સાથે ગયો છે શું ? શું કોઈ એ પૈસાને સાથે લઇ જઈ પોતાના હિતને માટે ઉપયોગ કર્યો છે ? એ પૈસો મેળવતા સમાજમા કેટલો અધર્મ અને અન્યાય કર્યો છે તેનો કયારે વિચાર કર્યો છે કે ? એ પૈસો મેળવતા ...

તેમ આ મનુષ્યો પૈસાની ખાતર જ્યાં ત્યાં જેમ તેમ દોડે છે પૈસાને સારૂ નીતિ, ન્યાય, વિવેક, શરમ, સમજણ, જ્ઞાન, વગેરે સદ્‌ગુણોને મનુષ્યો તોડફોડ કરી નાંખે છે એ પૈસાનો અર્થી માતાપિતા, બન્ધુ, ભગિની, સજ્જન, સ્નેહી, વગેરેનો સંબંધ રાખી શકતો નથી જો પૈસો તેમનામાંના કોઈની પાસે જોવામાં આવે તો તેમનો વિનાશ કરવા તે પૈસાનો અર્થી તૈયાર થાય છે તે વખતે તે માતાપિતા, બન્ધુ, વગેરે તેને મન રહેતા નથી હકીકત એ છે કે ઘણા સુજ્ઞ અને વિશાળદ્રષ્ટિવાળા જ્ઞાનીઓએ એ પૈસાની પાછળ ભટકતા મનુષ્યોને ઘણા પાપ કરતા જોયા છે અસત્ય બોલતા, ચોરી કરતા, વિષય કરતા, અને અગણિત બીજા અધર્મો કરતા પણ તેમને જોયા છે દુષ્ટતાપિના અને કુકર્મોમાં નિપુણતા પૈસાની ખાતર બહુધા દ્રષ્ટિગોચર થાય છે અર્થ એ છે કે મનુષ્યો પરિગ્રહનો સંગ્રહ કરતા બેભાનપણે વર્તે છે, પરન્તુ તેનું પરિણામ તેમને ભોગવવાનું છે એ ફલ આવતાં ઝાઝીવાર નથી વિષ ખાધેલ મનુષ્યને તરત વિષની અસર ન થાય, એટલે મનુષ્ય બચી ગયો છે તેમ નથી થોડા વખત જતા તેનો અમલ બરાબર થાય છે ત્યારે તેને ખબર પડે છે કે આ વિષ ઉતાવળા કરી ન ખાધું હોત તો સારૂ હતું, પરન્તુ પછી તે વાત નિરુપાય બને છે તેમ પરિગ્રહનો સંગ્રહ કરનાર તેના ફળને તરત પામી શકે નહિ, તેથી તેનું ફળ નથી એમ નથી અવશ્ય એ ઉદય કાલ વખત થતા તેના જીવ ઉપર આવી પહોંચે છે તોફાની મનુષ્ય ભલે તોફાન કરે, પરન્તુ તેનું પરિણામ તેને આવી મળે છે પરિગ્રહનો સંગ્રહ કરનાર મનુષ્ય જ્યારે એ

પ્રવૃત્તિમાં લીન થાય છે ત્યારે તેની વૃત્તિ તથા આચાર વિચાર વિલક્ષણ સ્વરૂપ ધારે છે

( શાર્દૂલવિક્રીડિતમ્ )

कालुष्यं जनयन् जडस्य रचयन् धर्मद्रुमोन्मूलनं
क्लिश्नन्नीतिकृपाक्षमाकमलिनीर्लोभाम्बुधिं वर्धयन् ।
मर्यादातटमुद्रुजन् शुभमनोहंसप्रवासं दिशन्
किं न क्लेशकरः परिग्रहनदीपूरः प्रवृद्धिं गतः (४१)

અર્થ—ધન ધાન્ય, રૂપુ, સુવર્ણ, ક્ષેત્ર, ઘર, તાંબુ, પીત્તળ, દ્વિપદ, ચતુષ્પદ—એ નવ પ્રકારે પરિગ્રહરૂપ નદીનું પૂર જ્યારે વૃદ્ધિ પામે છે ત્યારે તે શું ક્લેશકર નથી થતું ? જેમ નદીનું પૂર આવતાં મનુષ્ય વર્ગને ત્રાસ થાય છે, તેમ પરિગ્રહ નદી પણ મનુષ્યના અંતરને ત્રાસ આપે છે. એ પૂર જડ પુરુષના ચિત્તને મલિન કરે છે જેમ પૂર જળને પણ પ્રથમ મલિન કરે છે વળી ધર્મના વૃક્ષના મૂળને ઉખેડી નાખે છે. મનુષ્યની પાસે ધર્મ હોય છે અને નદી ઉપર વૃક્ષ હોય છે એટલે મનુષ્યમાં તૃષ્ણા થાય છે ને નદીમાં પૂર આવે છે એ બન્ને એ બે વસ્તુને પાયમાલ કરે છે. એ તૃષ્ણા—લોભ—રૂપ દરિયાને વધારતી વખતમાં નીતિ, કૃપા ને ક્ષમા રૂપી કમળીનીઓ હોય છે તેને તેડી નાંખે છે એ તૃષ્ણા પૂર જેમ વધે છે તેમ મર્યાદા રૂપ તટ (કિનારો) જે પવિત્ર-સદાચાર હોય છે તે તૂટવા લાગે છે, જેમ પૂર વધતાં દરિયાનો કિનારો તુટે છે દરિયાના કિનારે મોટા હંસ હોય પણ પાણીનું પૂર પુષ્કળ આવે ને જેમ ઉડી જાય

છે, તેમ આ મનુષ્યનો શુભ મનરૂપી હંસ ધર્મધ્યાનાદિ વિચારમાં હતો તે પણ આ તૃષ્ણા પૂર વધતા ઊડવા લાગે છે

આ પરિગ્રહરૂપ નદીપૂર મનુષ્યના હૃદયને હચમચાવી નાંખે છે જેઓ દુર્ગુણી છે તેઓ બીચારા એ તૃષ્ણામાં પડ્યા છે, તેઓ તો કાંઈ પણ સમજતા નથી પરન્તુ જેઓ સમજુ છે, વસ્તુને ઓળખે છે, તેઓ પણ જ્યારે એ પૈસાના પૂરમા તણાય છે, ત્યારે પોતાના મૂળ સ્થાનમાંથી ખસી જતા હોય છે, પોતાના હિત કે અહિતમાં સમજવા ઉભા રહેતા નથી અર્થ એ છે કે એ પૈસાની તૃષ્ણા સૌ કોઇને ખરાબ કરે છે આપણી આખે આપણે જોઇએ છીએ કે મનુષ્યો એ પૈસાને વશે બેવકૂફીનાં કાર્ય કરે છે કોણ સામાન્ય, કોણ ગરીબ, ને કોણ માધાતા ? એક રખડતો ભીખારી ને એક સારો હોદ્દેદાર—એ બન્ને સ્થાનમા ભિન્ન છતા પૈસા સારૂ પૈસાદાર આગળ હાથ લબાવતા હોય છે એ બન્ને સ્થિતિમા અતર ધરાવતા છતા પૈસાની લૂટ કરવામા સરખા છે એ બન્ને પૈસા સારૂ અકાર્ય કરતા હોય છે મનુષ્યો, વિચારો ! રાક મનુષ્ય નીચ છે કે હોદ્દેદાર નીચ છે ? ખરેખર બન્નેને ખરાબ કરનાર પૈસાની તૃષ્ણા ખરાબ છે વીતરાગો તો શુ પણ સાધુ પુરુષો એ પૈસાની ઝઅટથી હજારો ગાઉ દૂર છે કોઈ કહેશે કે પસો તો જડ છે, પૈસાને શુ કરવાને ખરાબ કહો છો ? પૈસાની તૃષ્ણા કરવી તે ખરાબ છે આમ કેટલાક લોકો બચાવ કરે છે, પરન્તુ તે વસ્ત સત્ય નથી જો પસો ખરાબ નથી તો પછી

પૈસાનો મોહ માનવ પ્રાણીને ઊંડી દુ:ખ ગર્તામાં ઉતારી દે છે પૈસાથી મનુષ્ય ઘાણીના બેલની જેમ આમ પહોળો ફાલ્યો ફુલ્યો ચાલે છે, પરન્તુ તે પૈસાથી કેવા કેવા અનર્થોમાં મનુષ્ય ડુબી જાય છે મનુષ્ય માને છે કે મેં કેવો પૈસો ભેગો કર્યો છે પણ તે પૈસો તેને સુખમાં નાખે છે કે દુ:ખમાં નાખે છે? દ્વેષ, ક્રોધ, અન્યાય વગેરે અનંત અવગુણોના માર્ગમાં તે પૈસો તે મનુષ્યને પહોંચાડી દે છે મનુષ્ય એમ માની લે કે આટલો હું ભેગો કરી લઉં, પછી એ વાતને છોડી દઈશ વસ્તુત મનુષ્ય કયારે પણ તૃપ્ત થતો નથી

( શાર્દૂલ વિક્રીડિત )

वह्निस्तृप्यति नेंधनैरिह यथा नांभोभिरंभोनिधि
स्तद्वन्मोहघनो धनैरपि धनैर्जंतुर्न संतुप्यति ।
न त्वेव मनुते विमुच्य विभव नि शेपमन्यं भवं
यात्यात्मा तदहं मुधैव विदधाम्येनांसि भूयांसि किम् ॥४४॥

મનુષ્યોએ સમજવું જોઈએ કે અગ્નિ ગમે તેટલા ઇંધનો હોય તો પણ તૃપ્ત થતો નથી, તેમ ગમે તેટલી નદીઓ દરિયામાં આવે તો પણ સમુદ્ર સંતોષ પામતો નથી તેની માફક મોહમાં ચકચૂર થયેલો આ જીવ ગમે તેટલું ધન આગળ ખડું કરી નાખ્યું હોય તો પણ સંતોષ પામતો નથી અરે! એટલું પણ સમજતો નથી કે સમગ્ર ધન એક વખત મૂકીને મારે બીજા ભવમાં જવાનું છે તો શા માટે હું આમ વૃથા પુષ્કળ પાપને બાંધું છું?

મોટો ક્લેશ થાય છે એ પરિગ્રહથી થોડું પણ હિત નથી ઘણા જ્ઞાની પુરુષો તેથી એ પરિગ્રહને મૂકી ઘરબાર રહિત ચાલ્યા ગયા છે સર્પ જેમ કાંચળી મૂકે તેમ સુજ્ઞ પુરુષો તો એ પસાને ઝેર સમાન જોઈ કચુકી જેમ મૂકી એકદમ નાઠા છે

અર્થ એ છે કે જેમ હિંસા, અસત્ય, ચૌર્ય અને અબ્રહ્મચર્ય ત્યાજ્ય છે તેમજ પરિગ્રહ પણ ત્યાજ્ય છે કારણ કે જીવને મોક્ષ જવામા એ પાચ મોટા આસ્રવો રોકી રાખે છે જીવ એ પાંચ મોટા આસ્રવથી છૂટી શકે તો અંદરના જે દોષો ક્રોધાદિ છે તેનાથી પણ મૂકાય. પરંતુ જ્યા સુધી એ પાચ આસ્રવો રહિત જીવ ન થાય ત્યાં સુધી ક્રોધાદિ દોષો પણ ઓછા થતા નથી એટલે પ્રથમ પાંચ આસ્રવોની હકીકત કહી હવે ચાર અંદરના જે ઊંડા દોષો છે તે ક્રોધ, માન, માયા અને લોભ આ દોષ પ્રાણી માત્રમાં ભારે ઊંડા મૂલ નાખીને પડયા છે તેને દૂર કરવા સુજ્ઞ પુરૂષોએ પ્રયત્ન કરવા જોઈએ

☆

# — અગાઉથી ગ્રાહક થનારનાં નામો —

અમદાવાદ

૧ શેઠ છગનલાલ વનમાળીદાસ
૫ શેઠ જેસીંગભાઇ ઊજમશી
૫ શેઠ આત્મારામ માણેકલાલ
૫ શેઠ શામળદાસ અમરશી
૧ શ્રી છોટાલાલ તલકશી
૧ ,, પ્રેમચંદ ગોપાળદાસ
૧ ,, કાન્તિલાલ ત્રિભોવનદાસ
૨ ,, મૂળચંદ મગનલાલ
૧ ,, નાથાલાલ મહાદેવભાઇ
૧ ,, ચીમનલાલ છગનલાલ
૧ ,, શામળદાસ ગોરધનદાસ
૧ ,, છોટાલાલ હરજીવનદાસ
૨ ,, ભોગીલાલ છગનલાલ
૧ ,, લાલભાઈ મંગળદાસ
૧ ,, ગિરધરલાલ મહાસુખરામ
૧ ,, બાલાભાઈ મહાસુખરામ
૧ ,, લલ્લુભાઇ છગનલાલ
૧ ,, રજનીકાન્ત કસ્તુરચંદ
૧ ,, અચરતલાલ મોતીલાલ
૧ ,, ચંદુલાલ અચરતલાલ
૧ ,, પ્રેમચંદ સાંકળચંદ
૨ ,, રતિલાલ વાડીલાલ

૨ શ્રી ગગજીભાઈ મોહનલાલ
૪ ,, શાન્તિલાલ મણિલાલ મહેતા
૧ ,, શાહ ચીનુભાઈ મૂળચંદ
૫ શા. સોમચંદ હરિલાલ
૫ મોદી ચીમનલાલ હરગોવનદાસ
૫ શેઠ છગનલાલ શામળદાસ
૩ મોદી મણિલાલ ગગલભાઇ
૨ શા અમૃતલાલ વર્ધમાન
૨ શા અંબાલાલ નરોતમદાસ
૨ શા. ડાહ્યાભાઈ ચુનીલાલ
૧ શ્રીમતી કાન્તાબેન ડાહ્યાભાઇ
૨ શા ડાહ્યાભાઈ પરશોતમદાસ
૧ શા હરગોવનદાસ જીવરાજ
૧ શા ડાહ્યાભાઈ ધરમચંદ
૧ સંઘવી મોહનલાલ પગારજી
૧ શા. રતિલાલ નગીનદાસ
૧ શા પુંજાલાલ શકરાભાઇ
૧ શા ઘેલાભાઈ મહાસુખરામ
૧ શા નટવરલાલ ચંદુલાલ
૧ શા વાડીલાલ ડાહ્યાભાઈ
૧ શા રમણલાલ બેચરદાસ
૧ શા ચનાલાલ ભાઇચંદ

## અમદાવાદ

૧ ચુનીલાલ માણેકચંદ સોપારીવાળા
૧ દોશી ખીમચંદ છગનલાલ
૧ શા ખીમચંદ વખતચંદ
૧ ભાવસાર મણિલાલ સાકળચંદ
૧ શા જેસીંગભાઇ પોચાભાઇ
૧ સંઘવી બાલુભાઇ કમળશી
૧ શાહ ગાંડાલાલ વાઘજીભાઇ
૧ ગાંધી નાનલાલ માણેકચંદ
૧ શાહ મૂળજીભાઇ મનજીભાઈ
૧ ચોકશી ચીમનલાલ ઝવેરચંદ
૧ શાહ કાનજીભાઇ ચત્રભુજ
૧ સખીદા દલીચંદ પ્રભુદાસ
૧ ગાંધી મનસુખ ત્રિભોવન
૧ શા રતિલાલ સૌભાગ્યચંદ

## પીંઢણુ

૧ રતનચંદ જમનાદાસ
૧ મણિલાલ જેઠુભાઇ

## વડોદરા

૧ શેઠ ઉત્તમચંદ માણેકચંદ

## ખીલોસ (જામનગર)

૧ ઠક્કર ગોરધન કાળીદાસ
૧ કોઠારી ભવાન દેવચંદ

## મોળ

૧ લાલજી સુંદરજી મહેતા

૧ ગાંધી હીરાચંદ નથુભાઈ
૧ ,, મોહનલાલ નથુભાઈ
૧ વસા નગીનદાસ આણંદજી
૧ શેઠ દયાળજી કલ્યાણજી
૧ શેઠ ભવાન ખેતશી
૧ ગાંધી જીવરાજ દામજી

## ભાવનગર

૧ ડેલીવાળા નાનચંદ કુંદલદાસ

## મુંબઈ

૧ ત્રિભોવનદાસ અમુલખ શાહ
૧ વ્રજલાલ ઓધવભાઈ એન્ડ સન્સ
૧ શા વ્રજલાલ નારણજી
૪ શા વાડીલાલ ડુંગરશી, વિલેપાર્લે

## કડી

૨ ગિરધરલાલ હરગોવિંદદાસ
૧ ભલાભાઇ નાગરદાસ
૧ મનસુખભાઇ ડોસલચંદ
૧ જીવરાજ નાગરદાસ
૧ પ્રેમચંદ
૧ બાઈ નાથી
૧ બાઇ પ્રસન્ન
૧ શ્રી. વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ, હેડમાસ્તર ન્વેની ... (illegible)

### વઢવાણ

૨ ધરૂ મગનલાલ ખોધાભાઇ
૧ દોશી હરખચંદ છગનલાલ
૧ દોશી જીવણ ઘેલાભાઇ
૧ દોશી શાન્તિલાલ લાલચંદ
૧ દોશી નાગરદાસ છગનલાલ
૧ સપાણી ઓધડ હરચંદ
૧ કોઠારી હીરચંદ અમરશી
૫ શા હરખચંદ મોગરજી
૪ શા અમૃતલાલ ત્રીભોવન સુડગર
૧ શા. મોહનલાલ કલ્યાણજી કામદાર
૧ શા ત્ર્યંબકલાલ કસ્તુર
૧ વોરા વીરચંદ સુખલાલ
૧ શા રતિલાલ મગનલાલ
૧ શા. પુરુષોત્તમ લવજી
૧ શા કપૂરચંદ જુરાભાઇ
૧ શેઠ દેવચંદ જુઠાભાઈ
૧ ભાવસાર શિવલાલ સોમચંદ
૧ ભાવસાર દેવચંદ સુંદરજી
૧ ભાવસાર તલકશી આણંદજી
૨ શા ચુનીલાલ ત્રિભોવનદાસ
૨ શા સુખલાલ છગનલાલ
૧ શા રતિલાલ દેવસી
૧ શા નાગરદાસ જેઠાભાઇ
૨ ગાંધી ચમનલાલ શિવલાલ વીમાવાળા
૧ શા અમૃતલાલ મોહનલાલ
૧ શા ફુલચંદ ત્રિભોવન
૧ શા જગજીવન માણેકચંદ
૧ શા વાડીલાલ તલકશી
૧ વોરા શાન્તિલાલ ભીમશી
૧ સંઘવી શિવલાલ હીમજી
૧ કોઠારી મોહનલાલ ડુંગરશી
૧ ગાંધી ઠાકરશી જેમલ
૧ શા ભાઈચંદ પરશોતમ
૧ શા અમુલખ તલકશી
૧ દોશી મોહનલાલ ધરમશી
૧ દોશી ધીરજલાલ ભુદર
૧ દોશી હીરાલાલ બેચરદાસ
૧ શા ભગવાનલાલ નાગરદાસ
૧ વોરા ગોવિંદજી સુંદરજી
૧ મહેતા દેવશી દેવકરણ
૧ શા હરગોવન રાજપાળ
૨ ગોસલીઆ ભાઇચંદ પીતાંબર
૧ શા. મગનલાલ હરખચંદ
૧ શા વાડીલાલ કાળાભાઈ વાડલાવાળા
૩ શા પદમશી ત્રિભોવન
૧ શા ભીખાલાલ ત્રિકમ
૧ શા. દેવશી તલકશી
૧ વોરા પરશોતમ ત્રિભોવન
૧ શા નાનાલાલ પાનાચંદ
૨ ગાંધી જેરાજ દેવચંદ

## [ હરિગીત ]-૧

હે ભવ્ય સુંદર જીવ આ સંસાર કારાગાર છે,
છે દુઃખના ડુંગરા ઘણા ને ક્લેશનો અંબાર છે,
છે સ્નેહ ને વળી દ્વેષ તેમાં રોગ શોક અપાર છે,
જો છોડવા ઇચ્છે ખરે તો સુખ અપરંપાર છે ૧

જે વિશ્વમાં હુંકાર કરતા ચીસ પાડી ગાજતા,
મોટા મહેન્દ્ર દેવેન્દ્ર પૃથ્વી ઉપરે વિરાજતા,
ચાલી ગયા એ માન્ધાતા કૃષ્ણ પાંડવ ગાજવી,
તું કોણ ત્યાં વળી કાળ આગળ તૃણ તુલ્ય હે માનવી ! ૨

સંભારતાં સૌ સાંભરે જે આહીંથી ચાલી ગયા,
માતાપણે પિતાપણે વળી પત્ની પુત્રો જે થયા;
તેના વિષે રોઓ ભલે પણ કોણ રુદન સાંભળે ?
સંસારની અસારતામાં કેમ મન ના રે વળે ! ૩

આ લોક છે પરલોક છે ને મોક્ષ પણ છે હા, અરે,
વિશ્વાસ લાવો ઉર માંહી દૃષ્ટિ કરજો અંતરે,
આરાધ તું આરાધ તું એ મોક્ષ ઇષ્ટ સ્થાનને,
એના વિના નહિ શાન્તિ મળશે દે મૂકી સૌ માનને ૪

આવ્યો અહીં તું ક્યાં જવું છે સ્થિરતા કહો ક્યાં થશે,
આ દિવ્ય શક્તિમાનનાં રે ! બંધનો ક્યાં છૂટશે,
ક્યારે થશે એ પૂર્ણ શાન્તિ સહજ ભાવો ખીલશે,
રે રે હવે વિચાર કર તું, વખત આવ્યો હા જશે. ૫

એ પ્રાપ્ત કરવા હૃદય શીઘ્ર સ્વચ્છ ને નિર્મલ કરો,
શ્રી વીરનાં હાર્દિક વચનો ઉરમાં હોંશે ધરો,
રે મોહકારક રાગ દ્વેષો કોઈ રીતે છોડશો,
તો હર્ષ ને આનંદ સાથે આત્મ જ્યોતિ પામશો ૬

